# શુદ્ધિપત્રક

| અશુદ્ધિ | શુદ્ધિ | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| શુધ્ધા | શુદ્ધા | ૨૪ |
| અનનુકૂળતા | અનુકૂલતા | ૨૫ |
| સરિ | સૂરિ | ૪૪ |
| વધારે | અમુકથી વધારે | ૪૭ |
| ઉથર | ઉપર | ૫૮ |
| ગૃહસ્થ | ગૃહસ્થે | ૬૬ |
| જૈનધર્મિં | જૈનધર્મિં | ૮૬ |
| પ્રભાવસ્થાન | પ્રભવસ્થાન | ૮૯ |
| ઉપરના ૬૨ | ઉપરના | ૯૧ |

મનુષ્ય જીવનની અમૂલ્ય મૂડી છે. એના નિયંત્રણથી જ મનુષ્ય જીવનની પ્રતિષ્ઠા વધે છે.

પૂજ્ય પરમોપકારી આગમપ્રજ્ઞ ગુરૂવર્ય આચાર્ય દિવાકર શ્રીમદ્વિજય જંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબે આવા અવશ્યક વ્રત–નિયમો સંબંધી સાહિત્ય સં. ૧૯૯૭ ના વઢવાણ શીટીના ચાતુર્માસમાં લખીને સમાજને સમર્પ્યું હતું. સમાજને તેનાથી અત્યંત ઉપકાર થયો હતો. એ આવૃત્તિ ટુંક વખતમાં ખલાસ થઈ હતી. તે પછી આ પુસ્તિકાઓની માગણી ખૂબજ વધવા પામી હતી. પૂજ્યશ્રીને અમોએ બીજી આવૃત્તિ તૈયાર કરી આપવા ખાસ આગ્રહભરી વિનંતિ કરી. તે લક્ષમાં લઈને તેઓશ્રીએ આ સ્વ પર તારક પ્રયાસ સેવવાનો જે અનુગ્રહ કર્યો છે તે બદલ પૂજ્યપાદશ્રીના આપણે નિઃશંક આભારી છીએ.

પાદરા સંઘની આગ્રહભરી વિનંતિથી પૂજ્યપાદ ગુરૂદેવ સપરિવાર ઠા. ૭* સં. ૨૦૦૨નું ચાતુર્માસ પાદરા જૈનશાળામાં

---

*પૂજ્યશ્રીના શિષ્યરત્ન મુનિવર્ય શ્રી બાહુવિજયજી છેલ્લા પાંચ વર્ષોથી ટી. બી. નો વ્યાધિ ભોગવતા હતા. પૂજ્યશ્રી તરફથી તેઓશ્રીને સેવા સુશ્રુષા તથા આરાધના છેક સુધી સંપૂર્ણ કરાવવામાં આવી હતી. તેઓશ્રીનો કાળધર્મ સં. ૨૦૦૨ ના અષાડ શુદ ૪ મંગળવારે સાંજે પાંચ વાગે પાદરા મુકામે જૈનશાળાના ઉપાશ્રયમાં સમાધિપૂર્વક થયો હતો. શ્રી સંઘે તેઓની સ્મશાન યાત્રા ભવ્ય વિધિથી કાઢી હતી. તેઓશ્રીના પાછળ પુણ્યસ્મરણમાં પાદરા સંઘે ઉપવાસ, એકાસણા, આયંબિલ, પૌષધ, પૂજાઓ, તેમજ સ્વામિવાત્સલ્ય વિગેરેમાં સુંદર લાભ ઉઠાવ્યો હતો. અને તેમની વાર્ષિક તિથિએ શ્રી સંભવજિનાલયમાં કાયમી પૂજા ભણાવવાનું પણ નક્કી કરવામાં આવ્યું છે.

સસત્કાર પધાર્યા. પૂજ્યશ્રીની અમૃતવાણીથી પાદરા સંઘને અભૂતપૂર્વ લાભ થયો. આ વખતે કોઈ વખત પૂર્વે નહિ થયેલ તેવા શાસનપ્રભાવનાના ઉત્સવો, પર્વાધિરાજની તપશ્ચર્યાઓ, પૌષધાદિક ક્રિયાઓ, દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્યાદિકની ઉપજો, અઠ્ઠાઇગામની ટીપો, સ્વામિભક્તિ, તથા અનુકંપા વિગેરે ધર્મનાં કાર્યો તથા ભાવનાઓ, વિહાર થતા સુધી અખંડ વ્યાખ્યાનધારા સાથે પાદરા ખાતે કદી ન ભૂલાય તેવાં સઘળાં નિર્વિઘ્ને થયાં હતાં. સં. ૧૯૯૭ ના ચાતુર્માસની માફક આ ચાતુર્માસમાં શા. રમણલાલ પ્રેમચંદ જેવા પુણ્યશાળીની ભાવનાથી વ્યાખ્યાનમાં શ્રી ભગવતી મહાસૂત્ર તથા કુમારપાળ ચરિત્ર શ્રવણ કરવાનો શ્રી પાદરા સંઘને અપૂર્વ લાભ મળ્યો હતો. આ અને અન્ય પઠન પાઠનાદિક સ્વ પર કલ્યાણકર આરાધનાયોગોમાંથી અવકાશ મેળવીને પૂજ્યશ્રીએ જનહિત માટે પૂર્વ આવૃત્તિમાં ઘટતા સુધારા વધારા કરીને આ દ્વિતીયાવૃત્તિની પ્રસાદી ધરી છે.

અમે આશા રાખીએ છીએ કે વાંચકો એનો સુંદર લાભ ઉઠાવશે. આ આવૃત્તિના પ્રકાશનમાં જે મહાનુભવોએ દ્રવ્ય સહાયતા કરી છે તેમના અમે ઉપકૃત છીએ. પ્રસ્તુત પ્રકાશનમાં પ્રેસદોષ વિગેરેથી જે કોઇ ક્ષતિ માલુમ પડે તેને ક્ષમા સાથે સુજ્ઞ વાંચકો સુધારીને વાંચશો, એવી વિનંતિ છે.

માગસર સુદ દ્વિતીય
પંચમી, શુક્રવાર,
સં. ૨૦૦૩
મુ. પાદરા.

લી.
રતીલાલ ચુનીલાલ દલાલ

ॐ अर्हत्–प्रकटप्रभावि–श्रीदर्भावती–पार्श्वनाथ-
स्वामिने नमः ।

तपागच्छगगनदिनमणिपूज्यपादपरमगुरुजैनाचार्य-
श्रीमद्विजयप्रेमसूरिपूरन्दरेभ्यो नमः ।

# નિત્યનિયમો અને જીવનવ્રતો



## જરા વાંચો



વિરતિપ્રધાન આદર્શ ગૃહસ્થ જીવન બનાવવા માટે આ પુસ્તકમાં નિત્યનિયમો અને શ્રાવકનાં જીવનવ્રતોની નોંધ કરી છે. જન્મેલા મનુષ્યને મરણ તો અવશ્ય આવે જ છે, પરંતુ વિશ્વમાં એક સંસારત્યાગી મુનિમહાત્માનું પંડિત મરણ જ શ્લાઘાપાત્ર ગણાય છે. તે પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય ઇચ્છતા ગૃહસ્થોએ સંસારસંગમાં રહ્યા છતાં પોતાનું જીવન શક્ય તેટલું વિરતિ પ્રધાન બનાવવું જોઈએ. પરમ કલ્યાણ શ્રી સર્વજ્ઞ તીર્થંકર પરમાત્માઓએ ગૃહસ્થો માટે શ્રી સમ્યક્ત્વમૂલ બારવ્રતો અને ચૌદ નિયમો વિગેરે

ન્હીકે કોઇ વેપાર કરવાનું છોડી દેતા નથી, તેમ નિયમ તુટવાની ન્હીકે નિયમ લેતા અટકવું જોઇએ નહિ, કારણ, નિયમ નહિ લેનાર કરતાં લેનારને શાસ્ત્રકારોએ આરાધક કહેલો છે. હાં. નિયમ લીધા પછી બરાબર પાલવા માટે અને તેમાં અતિચારાદિ કોઈ દોષ ન લાગી જાય તે માટે ચીવટ ખૂબ રાખવી રહી.

આમાં જે કલમો નોંધી છે તેમાંથી નિયમ વિગેરે ગ્રહણ કરનારે જેટલા અધિક નિયમો અધિક ત્યાગના ભાંગે ગ્રહણ કરી શકાય તેટલા તે રીતે જ ગ્રહણ કરવા, જે સુધારો વધારો કરો તે નોંધી લેવો, ન લઈ શકાય તેવા નિયમો વિગેરે માટે નિશાની કરી ભવિષ્યમાં શીઘ્ર લેવાની ભાવના રાખવી. આ પ્રયાસનો ઉદ્દેશ વાંચકોને વિરતિ ગુણમાં લાવવાનો છે, એટલે આમાં રહી જતી વસ્તુ ગુરૂગમથી ઉમેરે તો વાંધો નથી. શક્તિ, સામગ્રી કે સંયોગોની પ્રતિકૂલતાથી જેમણે છુટછાટો રાખવી હોય તેઓએ નિયમોની બાજુમાં તે નોંધી લેવી. આ તો એક દિશા છે. આત્મ-સાધના માટે જેઓએ મુદ્દલ પ્રવેશ કર્યો ન હોય તેમણે આ નિયમોના દરવાજેથી પ્રવેશ કરવો, જેઓએ પ્રવેશ કર્યો હોય તેમણે તેનાથી આગળ વધવું, એવી લેખકની વાંચકો પ્રત્યે ખાસ ભલામણ છે. લેખકને ખાત્રી છે કે આ નિત્યનિયમો અને જીવનવ્રતો ગ્રહણ કરનારનું જીવન સંસારમાં ઉંચી કોટિનું સાદું નીતિમય નિયમસરનું અને ઘણા પાપ વિનાનું પવિત્ર બનાવશે. પ્રત્યેક ધર્માભિલાષી મનુષ્યના જીવનમાં નિયમો અને વ્રતોમાં લખ્યા પ્રમાણે ઘણું ખરું તો બનતું યે હોય છે, તથાપિ કાંઈક ભિન્ના, અનભિજ્ઞના

અને તૃષ્ણાથી ઘણા નિયમો ગ્રહણ કરતા નથી, તેઓ જો આ વાંચીને સ્વતૃષ્ણાતરંગિણીના વેગને રોકી નિયમાદિ ગ્રહણમાં ઉદ્યુક્ત થશે તો આ અલ્પ પ્રયાસ વિશેષ સફલ થયેલો માની શકાશે.

વિરતિપ્રેમીઓની સુગમતા માટે આની સાથે બીજા વિભાગો પણ દાખલ કરેલા છે. છુટા નિયમો ઉપરાંત માર્ગાનુસારિતાના ગુણો, સમ્યક્ત્વ, બારવ્રતો, અતિચારો અને બીજી શ્રાદ્ધ જીવનની ઘણી ઉપયોગી હકીકતો સમજાવેલી છે. તેમાં 'નિયમ' 'જયણા' તથા 'ધ્યેય' સમજાવવા સાથે છેલ્લે 'નોંધ'ની જગ્યા મુકવામાં આવી છે. વ્રત ગ્રહણ કરનારે પોતાની જરૂર પ્રમાણે ઉપયોગ કરવો. પરમાર્હત શ્રીકુમારપાલ મહારાજાના વ્રતો વિગેરેની હકીકત પણ આલેખવામાં આવી છે. વાંચકો આથી આત્મસાધનાના માર્ગે વિરતિ આદરવામાં તથા શાસન ભક્તિ કરવામાં વધુ પ્રેરણા મેળવી શકશે, એવો વિશ્વાસ રાખવામાં આવે છે. આ બુકને વાંચકો પોતાની પાસે રાખે, અને તેનું વધુ ને વધુ પરિશીલન કરે તે તત્ત્વપ્રાપ્તિ અને તેમાં પ્રગતિ સાધવાની દૃષ્ટિએ ખાસ ઇચ્છવા યોગ્ય છે. વાંચકોની સાનુકૂલતા માટે પહેલી આવૃત્તિ કરતાં બીજી આવૃત્તિમાં ઘણા ફેરફારો યોજવામાં આવ્યા છે, તે ધ્યાનમાં રહે.

तथास्तु ॐ शान्तिः ।

---

૧૪ રોજ ઓછામાં ઓછો એક પૈસો અથવા પાઈ પણ દાન કરવી.

૧૫ સાંજે સૂર્યાસ્ત થતાં ચોવિહાર, અથવા તિવિહાર, અથવા ખપતી દવાના કારણે કદાચ દુવિહારનું પણ પચ્ચખ્ખાણ કરવું.

૧૬ રાત્રિભોજનનો ત્યાગ કરવો. રાત્રે ચા, પાન, બીડી, સોપારી પણ નહિ લેવી.

૧૭ નાટક, સીનેમા, સરકસ, કુસ્તિ, તથા તેવાજ અન્ય તમાશા, અને ફાંસી જોવા જવું નહિ.

૧૮ પાનાં ચોપાટ જેવી રમતો પૈસા મુકીને કે એમને એમ પણ રમવી નહિ.

૧૯ નિરપરાધી ત્રસ જીવને મારવાની બુદ્ધિથી જાણી જોઇને નિરપેક્ષપણે મારવો નહિ.

૨૦ કુતરાં, બીલાડાં, વાંદરાં પોપટ વિગેરે તિર્યંચો પાળવાં નહિ. (દયાના કારણે છૂટ)

શીખંડ સાથે પાતરાંના ભજીયાં વિગેરે દ્વિદલ, બરફ ઇત્યાદિ અભક્ષ્ય ખાવું નહિ.

૬ મેથીનાં તથા લીલાં બોળ અથાણાં ખાવાં નહિ.

૭ ચા, પાન, સોપારી, બીડી, હુકો, અફીણ આદિ દુર્વ્યસનોનો ત્યાગ કરવો.

૮ હોટેલના ચા નાસ્તો, સોડા, લેમન, રાસબરી, જીંજીર વિગેરે વાપરવાં નહિ.

૯ વેપારમાં કે વાતચીતમાં ધર્મના સોગન ખાવા નહિ.

૧૦ કોઇની પડી ચીજ ખાત્રી વિના લેવી નહિ.

૧૧ રોજ એક સામાયિક કરવું.

૧૨ હંમેશાં એક બાધા પારાની નવકારવાળી ગણવી.

૧૩ રોજ એક ગાથાનો અભ્યાસ કરવો, અથવા ૦ા કલાક પણ ધર્મનું વાંચવું.

૩૬ બિભત્સ ચિત્રો જોવાની અને બિભત્સ વાર્તાઓ વાંચવાની ટેવ રાખવી નહિ.

૩૭ સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ કે કૃત્રિમ રીતિએ શુક્રક્ષય કરવો નહિ.

૩૮ અમુક ઉમ્મર થતાં જીવનભરનું બ્રહ્મચર્ય અવશ્ય સ્વીકારવું.

૩૯ સીમન્ત–આઘરણીનું જમણ જમવું નહિ.

૪૦ પરવિવાહમાં આદેશ ઉપદેશ આપવા નહિ.

૪૧ પરિગ્રહનું પરિમાણ કરવું. ( જરૂરિયાત ઓછી કરીને ઘર, દુકાન, વખાર, જમીન, રાચરચીલું, દાગીના, સોનું, ચાંદી, ઝવેરાત, અનાજ, ઘી તેલ, રોકડ, દાસ, દાસી, ગાડી, ઘોડા, વિગેરે દરેકનું અથવા એકંદર રકમનું પ્રમાણ નિયત બાંધી લેવું. )

૪૨ પરિગ્રહમાં રાખેલ પ્રમાણ ઉપરાંતનો વ્યાપાર કરવો નહિ.

૪૩ પરિગ્રહના ધારેલ પ્રમાણમાં નામ વિગેરે બદલીને અવલ સવલ કરવું નહિ.

૪૪ જીવદયા જાલવીને તૈયાર વસ્તુના વેપારથી આજીવિકા ચાલી શકે તેમ કરવું.

૪૫ શેર, સટ્ટા, રેસ, આંકફરક આદિ જુગારના ધંધા કરવા નહિ.

૪૬ સાત વ્યસનો—શિકાર, માંસભક્ષણ, મદિરાપાન, ચોરી, જુગાર, પરસ્ત્રી, વેશ્યા,—નો ત્યાગ કરવો.

૪૭ પરિગ્રહ પરિમાણથી અધિક થાય તેનો ધર્મકાર્યમાં સદ્વ્યય કરવો. તૃષ્ણાથી થતી પ્રવૃત્તિઓમાં 'સદ્વ્યય કરીશ', એવું ધ્યેય જરૂર રાખવું, કિન્તુ 'સદવ્યય કરીશ' એવી બુદ્ધિથી તૃષ્ણા પ્રવૃત્તિ વધારવી નહિ.

૪૮ લેણદેણનો વ્યવહાર ચોખ્ખો રાખવો. કોઇનું દેવું, પોતાનું અગર બાપદાદાનું કરેલું હોય, તે આપી દેવું, તેમાં ધર્માદાનું દેવું તો પહેલું જ આપી દેવું.

૪૯ કોઇનાં આજીવિકાનાં અંતિમ સાધનો પડાવી લઇ લેહું પતાવવું નહિ.

૫૦ કોઇ પાસે લેણું ન પતે તો તે વોસિરાવી દેવું, ધર્મના સારા ઉપયોગમાં જાય તેની અનુમોદના ઇચ્છવી.

૫૧ કોઇનું ઉચ્છેદીયું–અવારસીયું–ગ્રહણ કરવું નહિ. ( આવે તો તેના નામથી ધર્માર્થ કરવું. )

૫૨ કોઇના મરણના દા'ડા પાણી જમવા નહિ.

૫૩ દરિયાપાર મુસાફરી કરવી નહિ, ચારે દિશા, વિદિશા, ઉર્ધ્વ અને અધોદિશામાં અમુક ગાઉથી વધારે જવું નહિ. ( ધર્મના કારણે છૂટ. )

૫૪ ખાવામાં અમુક સંખ્યાથી વધારે દ્રવ્યો મોઢામાં નાખવાં નહિ.

૫૫ કુવા, તલાવ, નદીમાં ન્હાવા પડવું નહિ. (અચાનક પડી જવાય, અથવા કાંઠે ઉતરવું પડે તેની જયણા)

૫૬ પાણી અણગળ વાપરવું નહિ.

૫૭ પાણી પીને એઠું પવાલું ગોળામાં બોળવું નહિ, અને પીધેલું પવાલું લુંછીને મૂકવું.

૫૮ જમ્યા પછી થાળી વિગેરે ધોઇ પીવી.

૫૯ અમુક સંખ્યાથી વધારે લીલોતરી ખાવી નહિ. (લીષ્ટ કરી લેવું) પર્વતિથિએ મુદ્દલ ખાવી નહિ.

૬૦ મધ, માંસ, મદિરા, માખણ ખાવાં નહિ.

૬૧ વડ, પીંપળ, ઉદ્દુંબર આદિના ટેટા ખાવા નહિ.

૬૨ વસ્ત્ર અમુક જોડીથી વધારે વાપરવાં નહિ.

૬૩ મીલ, ઘાણી, શસ્ત્ર, વિષ, ભઠ્ઠી, ચામડાં, દ્વિપદ-ચતુષ્પદના વેપાર, જંગલ કપાવવાં, કોલસા પડાવવા, પાણી સુકવવાં, જમીન ફોડવી, નહેરો કરવી, ગાડી ગાડાં ફેરવવાં, કુટ્ટણખાનાં રાખવાં, વિગેરે પ્રકારના અતિ પાપકારી ધંધા કરવા નહિ.

૬૪ કન્યાવિક્રય કે વરવિક્રય તથા તેનાં દલાલાં કરવાં નહિ.

૬૫ હિંસક ઓજારો અને અગ્નિ અન્યને આપવાં નહિ. (દાક્ષિણ્યતા તથા ધર્મના કારણે જયણા)

૬૬ શ્વાન, ઘોડા, બલદ આદિને ખસી કરો, ખેતર સલગાવો, વિગેરે પ્રકારના પાપોપદેશ કરવા નહિ. મનુષ્યો કે જાનવર વિગેરેને લડાવવા નહિ. તથા મેળા વિગેરેમાં ગાડી ઘોડા દોડાવવા નહિ.

૬૭ મનથી ભુંડા સંકલ્પ કે શેખચલ્લીની વિચારમાલાઓ ન કરવાનો તેમજ વચનથી ખરાબ ગાળો વિગેરે ન બોલવાનો ઉપયોગ રાખવો.

૬૮ સાંજ સવાર આવશ્યક—પ્રતિક્રમણ કરવું.

૬૯ હંમેશના વપરાશની વસ્તુઓ અને જરૂરીયાતોનું પ્રમાણ સાંજ સવાર ધારી લેવું તથા તે યાદ કરી લેવું.

૭૦ અષ્ટમી, ચતુર્દશીએ ઉપવાસ, આયંબિલ, અથવા એકાસણું પણ કરવું. તપસ્યા કરવાનો અભ્યાસ રાખવો.

૭૧ પાણી ઉકાળેલું પીવું.

૭૨ ધર્મધ્યાનમાં રહેવા વાસ્તે પર્વાદિ દિવસે પૌષધ કરવો.

૭૩ અષ્ટમી, ચતુર્દશી આદિ પર્વદિવસોમાં અને અઠ્ઠાઇઓ તથા ગર્ભકાળમાં બ્રહ્મચર્ય પાળવું. સ્વસ્ત્રી વિષયમાં અતિપ્રસંગ નહિ કરવો.

૭૪ મુનિમહારાજની તથા સાધર્મિક ભાઇની ભક્તિ હંમેશાં કરવી. વર્ષમાં અમુક દિવસ તો મુનિરાજ, અને મુનિરાજના અભાવે વ્રતધારી સાધર્મિકની ભક્તિમાં જે ચીજ આપવામાં આવી ન હોય તે જમવી નહિ.

૭૫ સાત ધર્મક્ષેત્રો, (જીનમૂર્તિ, જીનમંદિર. આગમ, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા) સાધારણ, અને

૮૨ ચારિત્ર લેવાના ભાવ રાખવા. જે કોઇ લે તેને રોકવા નહિ, બનતી સહાય કરવી. બની શકે તો સ્વપુત્રાદિકના દીક્ષા મહોત્સવ ઉજવવા.

૮૩ ચારિત્ર ન લેવાય ત્યાં સુધી અમુક પ્રિય વસ્તુનો ત્યાગ કરવો.

૮૪ જીવનમાં એકાદ કે તેથી વધુ પણ જીર્ણોદ્ધાર, જિનમંદિર, પૌષધશાળા, જ્ઞાનમંદિર અને પાઠશાળા જરૂર કરવાં. ન થાય તો કરવાના ભાવ રાખવા, કરનારની અનુમોદના કરવી.

૮૫ શ્રી જિનમૂર્તિ ભરાવવી, પ્રાચીનનો ઉદ્ધાર કરવો, આશાતના થતી હોય તેનું નિવારણ કરવા તત્પર રહેવું.

૮૬ જીવનમાં બની શકે તો શ્રી સંઘભક્તિ, પ્રતિષ્ઠા, અંજનશલાકા, ગુરૂપદારોહણના મહોત્સવો સ્વદ્રવ્યવ્યયથી કરવા અને છ'રી પાળતો શ્રી સંઘ કાઢવો.

૮૭ શ્રી જ્ઞાન પંચમ્યાદિના તપો કરવા અને તેનું યથાશકિત ઉદ્યાપન વિગેરે કરવું.

૮૮ શ્રી જિનભાષિત આગમ સાહિત્ય લખાવવાં, પૂજ્ય ગુરૂ મહારાજના ઉપદેશ અનુસાર તેનો પ્રચાર કરવો અને જરૂરી સ્થલે સુરક્ષિત જ્ઞાન-ભંડાર બનાવવો.

૮૯ કુટુંબીજનોને તથા અન્યને બને તેટલી ધર્મ-કરણીની હંમેશાં પ્રેરણા કરવી.

૯૦ ધર્મકરણી કરવામાં પૌદ્ગલીક આશા, લાલસા કે નામનાની ઈચ્છા વિગેરે સેવવી નહિ.

૯૧ દિગમ્બર તથા અન્ય દેવ દેવીની મૂર્તિને વાંદવાની ઇચ્છા કરવી નહિ.

૯૨ મિથ્યાત્વી લોકોનાં પર્વો તથા કુગુરૂઓને ધર્મની દૃષ્ટિએ માનવા નહિ.

૯૩ ધર્મની શોભા અને લાભ વધે તે પ્રમાણે સાર્વજનિક કાર્યોમાં મદદ કરવી. દીન દુઃખીયાનો ઉદ્ધાર કરવો.

૯૪ કુલ, શીલ, જ્ઞાતિ, દેશ, રાજ્ય, અને ધર્મ વિરૂદ્ધ લાગે તે કરવું નહિ, તથા ધર્મના વિરોધી વિગેરેને ઉત્તેજન આપવું નહિ.

૯૫ માતા પિતાને 'નમસ્તે'–નમસ્કાર કરવા.

૯૬ વર્ષમાં એક વાર ગીતાર્થ ગુરૂ મહારાજ પાસે સ્વપાપનું પ્રાયશ્ચિત કરી આત્મશુદ્ધિ કરવી.

૯૭ ઉપકારી સુગુરૂ મહારાજાને પ્રતિવર્ષે વંદન કરવા જવું.

૯૮ મધ્યરાત્રીએ અથવા વહેલી સવારે ઉઠીને પંચપરમેષ્ટિનું ધ્યાન કરવું, પશ્ચાત્ 'હું કોણ છું ? કયાંથી આવ્યો છું ? શું કરૂં છું ? શું કરવું જોઇએ ? શકિત છતાં શું નથી કરતો ? મરીને કયાં જઇશ ?' આ પ્રશ્નોનો હંમેશાં વિચાર કરવો.

# માર્ગાનુસારીના યાને સુજનોચિત સદ્‌ગૃહસ્થના ૩૫ ગુણો.

(૧) દ્રવ્યોપાર્જન ન્યાયથી કરે,
(૨) શિષ્ટ આચારોને વખાણે,
(૩) સમાન ગોત્ર અને ભિન્ન કુલાચારોમાં દિકરા દિકરીના વિવાહ ન કરે.
(૪) પાપનો ડર રાખે,
(૫) પ્રસિદ્ધ દેશાચારને ઉલ્લંઘે નહિ,
(૬) રાજાદિ કોઇના અવર્ણવાદ ન બોલે,
(૭) ખરાબ પાડોશ અને ભય ભરેલા મકાનમાં ન રહે,
(૮) સદાચારીઓની સોબતમાં રહે,
(૯) માતા પિતાની સેવા કરે,
(૧૦) ઉપદ્રવવાલા સ્થાનનો ત્યાગ કરે,
(૧૧) નિંદ્યમાં પ્રવૃત્તિ ન કરે,
(૧૨) આવકને ઉચિત ખર્ચ રાખે,
(૧૩) સ્થિતિ પ્રમાણે પહેરવેશ રાખે,
(૧૪) શુશ્રૂષાદિ બુદ્ધિના આઠ ગુણો ધારણ કરે.
(૧૫) નિરંતર ધર્મ સાંભળે,

(૧૬) એક પચ્યા વિના બીજું ભોજન ન કરે,

(૧૭) સંતોષથી ભાણે બેસીને ભુખ પ્રમાણે જમે, (ઉભા ઉભા ફરતાં ફરતાં આચર કુચર ન ખાય)

(૧૮) ધર્મ, અર્થ, કામને પરસ્પર બાધા રહિત સેવે, (ધર્મને બાધ કરીને અર્થ કામ ન સેવે)

(૧૯) સાધુ, સંત, મેમાન, અભ્યાગત, દીન, અનાથ, અતિથિજનને યથાયોગ્ય અન્નપાનાદિક આપે,

(૨૦) અભિનિવેશ–મતાગ્રહથી દૂર રહે, ('સાચું એ મારૂં' માને પણ 'મારૂં એ સાચું' એમ પકડી ન રાખે)

(૨૧) ગુણનો પક્ષપાત કરે,

(૨૨) નિષિદ્ધ દેશ કાળ ચર્યાનો ત્યાગ કરે,

(૨૩) દરેક કાર્યારંભમાં પોતાની શક્તિ આદિનો ખ્યાલ કરે, (બુલણજી અથવા સાહસિક થઇને આંધલીયાં ન કરે)

(૨૪) વ્રતમાં રહેલા અને જ્ઞાનથી મોટા પુરૂષો આદિનું સન્માન કરે,

(૨૫) માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ભગિન્યાદિ પોષ્ય વર્ગનું પાલન કરે,

(૨૬) પરિણામ આદિનો દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરે,

(૨૭) હેતુ અને સ્વરૂપના તારતમ્ય રૂપ વિશેષને જાણનારો હોય,

(૨૮) કૃતજ્ઞ હોય,

(૨૯) ઉચિતતાથી લોકોનો પ્રેમ સંપાદન કરે,

(૩૦) સત્કાર્ય સેવાય અને અકાર્યથી બચાય, એ માટે લજ્જા રાખે,

(૩૧) દયાળુ હોય,

(૩૨) શાંત પ્રકૃતિ રાખે,

(૩૩) પર ઉપકાર કરવામાં તત્પર રહે,

(૩૪) કામ ક્રોધાદિ આંતર શત્રુઓને તાબે ન થાય, (કામ,[1] ક્રોધ,[2] લોભ,[3] મોહ,[4] મદ,[5] અને મત્સર[6] અથવા હર્ષ)

(૩૫) સ્વઇન્દ્રિય સમૂહને વશમાં રાખે.

આવો ગુણવાન ગૃહસ્થ શ્રી વીતરાગ પરમાત્માના દેશવિરતિ રૂપ વિશેષ ધર્મને માટે યોગ્ય બને છે.

इति श्रीनित्यनियम-जीवनव्रते प्रथमो विभागः समाप्तः।

મોહનો નશો છે. આ સમજીને મિથ્યાત્વનો ત્યાગ કરો અને સમ્યકત્વ અંગીકાર કરો.

## શ્રી સમ્યકત્વ—

વ્યાખ્યા—'શ્રી જિનેશ્વર કેવલી ભગવન્તોએ જે ફરમાવ્યું છે, તે જ સાચું અને શંકાવિનાનું છે, એવી શ્રદ્ધા પૂર્વક શ્રી અરિહંત પરમાત્માને દેવ, ત્યાગી શુદ્ધ ધર્મ પ્રરૂપક નિર્ગ્રન્થ ગુરૂમહારાજને ગુરૂ, અને શ્રી કેવલી ભગવાનના વચનોનું નિરૂપણ કરતાં જૈન પંચાંગી શાસ્ત્રોથી ઉપદેશ કરાતા ધર્મને ધર્મ માનવો, એનું નામ સમ્યકત્વ છે. વ્રતપ્રાસાદનો આ પાયો છે. મોક્ષ મહેલમાં પ્રવેશ કરવાનો આ દરવાજો છે. આ વ્રતમાં આવીને દરેકે સાચા જૈન બનવું.

### ( પેટા નિયમો )

૧ રોજ જિનપૂજા કરવી, અનનુકૂળતાએ દર્શન અથવા પૂર્વ ક્રિયામાં ચૈત્યવંદન કરવું. (સવારે દર્શન કર્યા વિના દાતણુ ન કરવું, બપોરે પૂજા કર્યા વિના ભોજન ન કરવું, સાંજે દર્શન કર્યા વિના નિંદ્રા ન કરવી.)

૨ એક બાંધી નવકારવાળી ગણવી.

## ( જયણા )

અનાભોગ, અજ્ઞાનતા, પરવશતા, વ્યાવહારિક દાક્ષિણ્યતા, લોકાચાર, કુટુંબાદિક કારણે અન્ય અનભિમત દેવગુર્વાદિકનો ભાવવિવેક કરવો પડે, વિદ્યાદાતાદિકનું ઉચિત સાચવવું પડે, લૌકિક અનુકંપાદિક કાર્યોમાં ભાગ લેવો પડે તેનીજ યણા, ધર્મબુદ્ધિથી કશું ન કરૂં.

## ( ધ્યેય )

શ્રી અરિહંત દેવ, નિર્ગ્રન્થ ગુરૂ અને શ્રી નિર્ગ્રન્થ પ્રવચનનો કહેલો ધર્મ એજ સત્ય છે, એજ મોક્ષદાયક છે, બાકી સર્વ અસત્ય છે, ભવમાં ભમાવનાર છે, એવી મ્હારી સંપૂર્ણ શ્રદ્ધા છે. તારક શ્રી જિનશાસનની સેવામાં મ્હારૂં તન, મન, ધન, કુટુંબ પરિવાર અને પ્રાણ સર્વસ્વ સમર્પણ છે. નિશ્ચયથી પર-પુદ્ગલ ભાવને છોડી શુદ્ધ આત્મ સ્વરૂપમાં રમણતા પામી સ્વ-જીવનમાં સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રની એકતા સાધવા રૂપ સમ્યક્ત્વ પામવાનું ધ્યેય રાખવું.

## અતિચારો

સમ્યક્ત્વના પાંચ અતિચાર છે, તે નીચે પ્રમાણે—

(૧) શંકા—શ્રી જિનવચનમાં શંકા રાખવી તે,

(૭) લૌકીક ગુરૂગત–આરંભ પરિગ્રહાદિ દોષવાળા અન્ય દર્શનીઓના ગુરૂઓને સુગુરૂઓ માનવા તે.

(૮) લૌકીક ધર્મગત–હિંસાદિકથી કલુષીત અન્ય દર્શનીઓના ધર્મને તથા તેમનાં હોળી, બળેવ, શીતલા સાતમ, નાગપંચમ્યાદિ પર્વોને તેમજ રેંટીયા બારસ આદિ રાષ્ટ્રિય દિનોને ધર્મ અને પર્વાદિક કરીને માનવાં તે.

(૯) લોકોત્તર દેવગત–વીતરાગ દેવને પણ પૌદ્ગલીક લાલસાથી માનવા તે.

(૧૦) લોકોત્તર ગુરૂગત–ત્યાગી ગુરૂ મહારાજને પણ પૌદ્ગલીક લાલસાથી ભજવા તે.

(૧૧) લોકોત્તર ધર્મગત–અહિંસામૂલક શ્રી જિનધર્મને પણ પૌદ્ગલીક સુખના હેતુથી સેવવો તે.

(૧૨) પ્રરૂપણાગત–શ્રી જિન વચનથી ઉલટા તથા જડવાદ વિગેરે જેવા મિથ્યાવાદોને પુષ્ટિકારક ઉપદેશ–ભાષણ કરવું તે.

(૧૩) પ્રવર્તનગત–લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વ લાગે તેવી શાસ્ત્ર વચનથી વિરૂદ્ધ કરણી કરવી તે.

(૧૪) પરિણામગત–મનમાં ખોટો કદાગ્રહ રાખીને યથાર્થ સૂત્રાર્થની શ્રદ્ધા ન કરવી તે.

(૧૫) પ્રદેશગત–સત્તાગત દર્શન મોહનીય કર્મની સાત પ્રકૃત્તિઓ વેદવી તે.

સમ્યકત્વ ગ્રહણ કરનારે મિથ્યાત્વના આ પંદરે પ્રકારો ત્યજી દેવા, ચમત્કારોથી અંજાવું નહિ, ગાડરીયા પ્રવાહોમાં તણાવું નહિ, દિગમ્બર અને અન્ય પરિગૃહીત જિનમૂર્તિનું વંદન કરવું નહિ, તથા આત્મા છે, તે પરિણામી નિત્ય છે, કર્મનો કર્ત્તા છે, કર્મફલનો ભોકતા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય રત્નત્રયી રૂપ ધર્મ છે, આ ષટ્સ્થાનો નિરંતર માનવાં.

આગરો ૬—

(૧) રાજાભિયોગ—રાજા અગર નગરસ્વામિના હુકમથી વિપરીત કરવું પડે તે,

(૨) ગણાભિયોગ—જનસમૂહના કારણે વિપરીત કરવું પડે તે.

(૩) બલાભિયોગ—ચોરાદિકના કારણે વિપરીત કરવું પડે તે,

(૪) દેવાભિયોગ—ક્ષેત્રપાલાદિક દેવતાઓના વશથી વિપરીત કરવું પડે તે,

(૫) ગુરૂનિગ્રહ—માતાપિતાદિ વડિલજનોના આગ્રહે વિપરીત કરવું પડે તે,

(૬) વૃત્તિકાંતાર—મુશ્કેલ આજીવિકાના કારણે વિપરીત કરવું પડે તે,

આ સમ્યકત્વ આચારના અપવાદો છે, તે અશક્તિએ, ગાઢકારણે, બાહ્યવૃત્તિથી સેવાયા હોય તો તેથી સમ્ય-કત્વ નિયમનો ભંગ થતો નથી.

નોંધ—

# શ્રાવકનાં બાર વ્રતો

## (પાંચ અણુવ્રતો)

(૧)

"पङ्गु-कुष्ठि-कुणित्वादि, दृष्ट्वा हिंसाफलं सुधीः ।
निरागत्रसजन्तूनां हिंसां, संकल्पतस्त्यजेत् ॥१९॥
યો. શા. દ્વિ. પ્ર.

—'પાંગલા, કોઢીયા, વિકલ આદિ રોગિષ્ટપણું હિંસાનું ફળ જાણીને બુદ્ધિમાને નિરપરાધી ત્રસ જીવોની ઐચ્છિક હિંસાનો ત્યાગ કરવો. સુખદુઃખની દૃષ્ટિએ સર્વ જીવોને પોતાની સમાન ગણવા'.

### પહેલું સ્થૂલથી પ્રાણાતિપાત વિરમણ વ્રત

વ્યાખ્યા–નિરપરાધી ત્રસજીવને જાણી જોઈને મારવાની બુદ્ધિથી નિરપેક્ષપણે મારવો નહિ.

### (પેટા નિયમો)

૧ ગાળ્યા વિનાનું પાણી ન વાપરવું.
૨ થાળી ધોઈ પીવી.
૩ પાણીના ગોળા વિગેરેમાં એઠું પવાલું બોળવું નહિ.
૪ સડેલાં ધાન્ય, લાકડાં, શાક પાન વાપરવાં નહિ.

૫ ઘરમાં ચંદરવા, પુંજણીઓ વિગેરેનો ઉપયોગ કરવો.

૬ રસ્તો મુકીને લીલાઘાસ વિગેરેમાં ચાલવું નહિ. તથા ચાલતાં ઝાડ, પાન વિગેરે તોડવાં નહિ. ઇત્યાદિ.

## ( જયણા )

વ્યાપાર તથા ઘરકામમાં થતા આરંભ સમારંભ તેમજ ઔષધાદિ પ્રયોગ, અને શરીરાદિ કારણે થતી હિંસામાં જયણા.

## ( ધ્યેય )

અપરાધીનું પણ ખરાબ ન ચિંતવવું. શ્રાવકની આ દયા સવાવસા—એકઆની છે, સંપૂર્ણ અહિંસક ષટ્જીવનિકાયરક્ષક સાધુ મુનિરાજની દયા વીસવસા—સોળે સોળ આના છે, તે જીવન પામવાનું ધ્યેય રાખવું, અને હિંસાથી બચાય તેટલું બચવું. સત્ય વિગેરે વ્રતો પણ અહિંસાને માટે પાળવાનાં છે.

### અતિચારો—

(૧) વધ—ક્રોધ કરીને માણસ, કૂતરાં, ગાય, ઘોડા, પ્રમુખ જાનવરો આદિને નિર્દય મારવાં તે,

(૨) બંધ—માણસ, ગાય, બળદ, પ્રમુખ જાનવરો આદિને ગાઢ બંધનથી બાંધવાં તે.

( ૨ )

"मन्मनत्वं काहलत्वं, मूकत्वं मुखरोगिताम् ।
वीक्ष्यासत्यफलं कन्या,-लीकाद्यसत्यमुत्सृजेत् ॥५३॥"

યો. શા. દ્વિ. પ્ર.

—'બોબડા, તોતડા, મુંગા વિગેરે મોઢાનું બિસ્મારપણું અસત્યનું ફલ જોઈને કન્યાલીકાદિ મૃષાવાદોનો ત્યાગ કરો.'

## બીજું સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત

વ્યાખ્યા—કોઈનો જીવ બચાવવાના હેતુ સિવાય દુષ્ટ વિવક્ષાથી, પેટમાં પાપ રાખીને, પાંચ મોટાં જુઠ્ઠાં બોલવાં નહિ. જેમકે,

(૧) કન્યાલીક-કન્યા સંબંધી સગપણ વિગેરેમાં, તેના ઉપલક્ષણથી બે પગવાળા દરેક મનુષ્ય અને પંખી સંબંધી વ્યવહારમાં જાણી જોઈને ઇરાદાપૂર્વક મોટકું જુઠ્ઠું બોલવું નહિ.

(૨) ગવાલીક-ગાય, પશુ વિગેરે, ઉપલક્ષણથી દરેક ચાર પગવાળા પ્રાણી સંબંધી દુધ વિગેરે વિષયમાં ઉપર પ્રમાણે જુઠ્ઠું બોલવું નહિ.

હેતુથી જુઠું બોલાય તેની જયણા. માલીકના અભાવે થાપણનો સદુપયોગ કરવાની જયણા.

## ( ધ્યેય )

ક્રોધ, લોભ, ભય વિગેરેથી પણ જુઠું ન બોલવાનું ધ્યેય રાખવું. પ્રિય, હિતકારક, સત્ય અને તેપણ અલ્પ એવું વચન પ્રયોજન હોય તો વિચારીને બોલવું. અન્યથા દ્રવ્ય અને ભાવથી મૌન કેળવવું, બાહ્ય વસ્તુઓમાં જેમ ઓછું બોલાય તેમ સત્યની વધારે રક્ષા છે.

અતિચારો—

(૧) સહસાત્કાર—વિના વિચારે ઉતાવળા થઇ કોઇના ઉપર 'આ ચોર છે' ઇત્યાદિ અસદ્દોષારોપ મૂકવા તે,

(૨) રહસ્યભાષણ—કોઇની ગુપ્તવાત જાહેરમાં મૂકવી, ચાડી ખાવી તે,

(૩) વિશ્વસ્ત મંત્રભેદ—પોતાની સ્ત્રી વિગેરે વિશ્વાસની કહેલી વાત પ્રગટ કરવી તે,

(૪) મૃષા ઉપદેશ—ધર્મના નામે જુઠો ઉપદેશ, ખોટી સલાહ, અજ્ઞાત મંત્ર ઔષધાદિ આપવાં તે,

(૫) કુટલેખ—ખોટા દસ્તાવેજ કરવા, સીક્કા મહોર કાઢી નાખવા, અનાદર કરવો, ઇત્યાદિ.

બીજા વ્રતના આ પાંચ અતિચારો જાણીને તેનાથી બચવા પ્રયત્નશીલ રહેવું.

**નોંધ—**

(૩)

"दौर्भाग्यं प्रेष्यतां दास्य,-मङ्गच्छेदं दरिद्रताम् ।
अदत्तात्तफलं ज्ञात्वा, स्थूलस्तेयं विवर्जयेत् ॥६५॥"

યો. શા. દ્વિ. પ્ર.

--'દુર્ભાગ્ય, નોકરી, ગુલામી, અંગચ્છેદ, દરિદ્રતા આદિ ચોરીનાં ફલ જાણીને અદત્તાદાન-ચોરીનો ત્યાગ કરો.'

## ત્રીજું સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત

વ્યાખ્યા--પારકી વસ્તુ ધણીના પૂછયા વિના લેવી, જેથી પ્રકટ ચોર કહેવાય, રાજદંડ થાય, લોકનિંદા કરે, તેવી ચોરી કરવી નહિ. જેમકે, ખાતર પાડવું નહિ, ગાંઠ છોડવી નહિ, ખીસ્સું કાતરવું નહિ, તાળું ભાંગવું નહિ, લુંટ કરવી નહિ, કોઇની પડી ગયેલી ચીજ લેવી નહિ, દાણ આદિની ચોરી કરવી નહિ.

### (પેટા નિયમો)

૧ માપનું [illegible] વધારે લેવું નહિ અને ઓછું આપવું નહિ.

૨ જેનું ઉધારે લીધું હોય તેનું આપી દેવાની દાનત રાખવી, અનીતિલોભ કરવો નહિ.

(૨) તસ્કર પ્રયોગ—ચોરને ચોરી કરવામાં બીજાના દર આપીને મદદ કરવી તે,

(૩) તત્પ્રતિરૂપ—વસ્તુ ભેલસેલ કરવી, જે દેખાડી હોય તેને બદલે ભલતી આપવી તે,

(૪) વિરૂદ્ધગમન—રાજ્યે નિષેધેલા અને નિષેધ કરેલા સ્થાને જઇ વેપાર કરવા, અથવા તે હેતુથી જકાત મ્હેસુલ આપ્યા વિના છાની માની કોઇ ચીજ લઇ જવી લાવવી તે,

(૫) કૂટતોલ—લેવા દેવાનાં માન માપાં વત્તાં ઓછાં રાખવાં તે.

ત્રીજા વ્રતના આ અતિચારોને પણ છોડવા.

નોંધ—

અતિચારો—

(૧) ધન, ધાન્ય, પરિમાણાતિક્રમ—ધન, ધાન્યના ધારેલા પ્રમાણનું સ્વપુત્રાદિના નામે ચઢાવી ઉલ્લંઘન કરવું તે,

(૨) ક્ષેત્ર, વાસ્તુ, પરિમાણાતિક્રમ—ખેતર આદિ સ્થાવર વસ્તુનું પરિમાણ, બે એકઠાં કરવા વિગેરેથી ઉલ્લંઘવું તે,

(૩) રૂપ્ય, સુવર્ણ, પ્રમાણાતિક્રમ—સોના રૂપાદિનું ધારેલું પ્રમાણ પત્ની આદિને આપી દઈ ઉલ્લંઘવું તે,

(૪) કુપ્ય પરિમાણાતિક્રમ—ત્રાંબાદિ ધાતુ અને રાચરચીલાના પ્રમાણનું નાનું મોટું કરી ઉલ્લંઘન કરવું તે,

(૫) દ્વિપદ ચતુષ્પદ પ્રમાણાતિક્રમ—દાસદાસ્યાદિનું ધારેલું પ્રમાણ ગર્ભાદિ ગ્રહણ કરાવી ઉલ્લંઘવું તે.

પાંચમા વ્રતના આ અતિચારો ન લાગે તેનો ઉપયોગ રાખવો.

નોંધ-

( ત્રણ ગુણ વ્રતો )

(૧)

" જગદાક્રममाणस्य, प्रसरल्लोभवारिधेः ।
स्खलनं विदधे तेन, येन दिग्विरतिः कृता ॥१॥"

યો. શા. ત્રિ. પ્ર.

'જેણે દશે દિશામાં ભમવાનું વાર્યું છે. તેણે જગતને દબાવી ફેલાતા લોભ સમુદ્રને રોક્યો છે'.

## છઠ્ઠું દિગ્વિરમણ વ્રત

વ્યાખ્યા—ચાર દિશા, ચાર વિદિશા, ઉર્ધ્વ અને અધો દિશા મળી દશ દિશામાં જવા આવવાનો નિયમ કરવો.

( પેટા નિયમો )

૧ પૂર્વાદિ ચાર દિશામાં અમુક ગાઉ
૨ અગ્નિ આદિ ચાર ખૂણામાં અમુક ગાઉ
૩ ઉંચે અને નીચે અમુક ગાઉ
૪ અનાર્યદેશમાં વ્યાપારના લોભથી જવું ન જવું
૫ દિગ્વ્રતની [illegible]

## (જયણા)

ત્યક્ત દિશાભાગમાંથી આવતાં છાપાં, તાર, ટપાલ, માણસ, ચીજ, આદિ લેવા મોકલવાનો ઉપયોગ કરવો પડે, અવાન્તર દિશાભેદ થાય, અકસ્માત કારણ, શારીરિક વ્યાધિ, પરવશતા, તીર્થયાત્રા વિગેરે પ્રયોજનમાં જયણા.

## (ધ્યેય)

સંસારની અવિરતિમાં પડેલો આ જીવ લોઢાના બળતા ગોળા જેવો છે, તેનાથી જ્યાં જાય ત્યાં ષટ્જીવનિકાયોનું ઉપમર્દન થાય છે, અને ત્યાં પ્રવર્તતાં હિંસાદિ અઢારે પાપસ્થાનકોની અનુમોદનાનો દોષ લાગે છે. આ જાણીને શકય એટલું બાહ્ય દિશાગમન નિવારવું અને જ્ઞાનાદિ ઉપયોગે આત્માની અભ્યંતર દિશામાં વિચરવાનું વધારે લક્ષ્ય રાખવું.

અતિચારો—

(૧) ઊર્ધ્વદિક્ પરિમાણાતિક્રમ–અનાભોગાદિકથી મર્યાદા કરતાં વધારે ઊંચે જવું તે,
(૨) અધોદિક્ પરિમાણાતિક્રમ–અનાભોગાદિકથી મર્યાદા કરતાં વધારે નીચે જવું તે,
(૩) તિર્યગ્દિક્પરિમાણાતિક્રમ–અનાભોગાદિકથી મર્યાદા કરતાં વધારે દિશા, વિદિશામાં જવું તે,

(૪) ક્ષેત્રવૃદ્ધિ–અન્ય દિશાના ગાઉ અન્ય દિશામાં નાખી સ્વેચ્છાથી પ્રમાણ વધારવું તે,

(૫) સ્મૃતિ અંતર્ધાન–રાખેલું પ્રમાણ ભૂલી જવું અને સંદેહ થયા છતાં આગલ જવું તે.

આ વ્રતના આ અતિચારોનો ત્યાગ કરવો,

નોંધ:—

(૭)

" उलूक-काक-मार्जार,-गृध्र-शम्बर-शूकराः ।
अहि-वृश्चिक-गोधाश्च, जायन्ते रात्रि-भोजनात्" ॥६७॥

યો. શા. ત્રિ. પ્ર.

--'રાત્રિભોજનથી ઘુવડ, કાગ, બીલાડી, ગીધ, સમડી, ભૂંડ, સાપ, વીંછી, ઘો, ગીલોડી, વિગેરેના અવતારો પ્રાપ્ત થાય છે, આ જાણીને ભોગોપભોગ-વિરમણ વ્રત ગ્રહણ કરી તેવા સર્વ દોષોનો ત્યાગ કરો'.

## સાતમું ભોગોપભોગ વિરમણવ્રત

**વ્યાખ્યા**-આ વ્રત ભોજનથી તથા કર્મથી બે પ્રકારે છે. તેમાં ભોજનાદિ એકવાર ભોગવાય તે ભોગ, એકનાં એક વસ્ત્રાદિ વધુ વખત ભોગવાય તે ઉપભોગ. બત્રીસ અનન્તકાય સહિત બાવીસ અભક્ષ્યાદિકનો ત્યાગ કરી ભોગપભોગોમાં સંક્ષેપ કરવો. અત્રે ધારવામાં આવતા ચૌદ નિયમો—

" सच्चित्तदव्वविगइ,-वाणहतंबोलवत्थकुसुमेसु ।
वाहणसयणविलेवण,-बंभदिसिन्हाणभत्तेसु ॥ "

૧ સચિત્ત-જીવવાળી કાચી વસ્તુ

૨ દ્રવ્ય—મુખમાં નાખવામાં આવે તે વસ્તુ

૩ વિગઈ—ઘી, ગોળ વિગેરે વિકાર કરનાર વસ્તુ (મધ, માખણ, માંસ, મદિરા, આ ચાર મહા વિગઈ છે, તે અભક્ષ્ય છે; દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ, કડાહ, આ ૬ વિગયો ભક્ષ્ય છે. અભક્ષ્ય વિગયોનો સર્વથા ત્યાગ કરવો, ભક્ષ્ય વિગયોમાં કાચા તથા નિવિયાતાના ભેદ સમજીને નિયમ કરવો.)

૪ વાણહ—પગમાં નાખવાની વસ્તુ

૫ તંબોલ—મુખવાસની વસ્તુ

૬ વસ્ત્ર—પહેરવા ઓઢવાની વસ્તુ

૭ કુસુમ—સુંઘવામાં આવતી વસ્તુ

૮ વાહન—સ્વારી કરવાની વસ્તુ

૯ શયન—સુવા બેસવામાં આવતી વસ્તુ

૧૦ વિલેપન—શરીરે ચોળવા-લગાડવાની વસ્તુ

૧૧ બ્રહ્મચર્ય—ઉપસ્થેંદ્રિય-જનનેંદ્રિયનો સંયમ

૧૨ દિશી—જવા આવવાની દિશાઓ

૧૩ નહાણ—સ્નાન

૧૪ ભત્ત—ભોજન પાણી, ખાવા પીવાની વસ્તુ. આ સાથે-

૧ પૃથ્વીકાય—માટી, મીઠું વિગેરે (સચિત કે અચિત)

૨ અપકાય—પાણી

૩ તેઉકાય—ચુલા, દીવા, દીવાસળી

૪ વાઉકાય—પંખા, હીંચકા

૫ વનસ્પતિકાય—શાક, પાન, ફલ, ફુલ વિગેરે
૬ ત્રસકાય—બે ઇન્દ્રિય આદિ
૭ અસિ—સોય, કાતર, છુરી, ચપ્પુ, આદિ હથિઆર
૮ મષી—ખડીયા, કલમ, કાગલ, પેન્સીલ વિગેરે
૯ કૃષી—કોશ, કોદાળા, હલ પ્રમુખથી થતું પૃથ્વી ખનન વિગેરે.

ઉપર મુજબ ૨૩ નિયમો સવાર સાંજ સ્વ ઉપયોગ પ્રમાણ ધારવા અને સંકેલવા. આ નિયમો સંખ્યા, વજન તથા લંબાઇ વિગેરે પ્રમાણથી ધરાય છે. અભ્યાસ માટે તેના નીચે પ્રમાણે કોઠો કરવો—

| નામ | ધારેલું પ્રમાણ | ઉપયોગ થયો | લાભ રહ્યો | જયણા રાખી રીમાર્ક |
|---|---|---|---|---|
| સચિત્ત | ૧૦ | ૫ | ૫ | |
| દ્રવ્ય | ૨૫ | ૨૦ | ૫ | મુખમાં આંગલી કે સલી નખાય તેની જયણા |
| વિગઇ | ૫ (૧ ત્યાગ) | ૩ | ૨ | સ્પર્શાસ્પર્શની જયણા |

એમ આગલ યથાયોગ્ય સમજવું.

અને કર્મથી આ વ્રતમાં પંદર કર્માદાનના વેપાર યથાશક્તિ વર્જવા.

## ( જયણા )

દવા, ભેળસંભેળ, શરીર વિગેરેના કારણે અભક્ષ્યાદિકોમાં, તથા ઘરવખરીના કારણે લેવાય દેવાય વેચાય સટાય તથા ખાસ ઘર કામ અને વેપાર વિગેરેના કારણે, અજાણતે તથા પરવશપણે પંદર કર્માદાનોમાં જયણા. (ન છુટકે પોતાને માટે અગર કુટુંબાદિક માટે પંદર કર્માદાનની બનેલી ચીજ લેવી પડે, ઘર વિગેરે ધોળાવવામાં, વસ્ત્ર વિગેરે રંગાવવામાં, લગ્ન વિગેરેના પ્રસંગમાં, ઘરના પશુઓ માટે ઘાસ વિગેરે લેવામાં, ઘરનાં અગર ધર્મનાં સ્થાન વિગેરે કરાવવામાં, ઘર કાર્ય માટે યંત્રો વિગેરે રાખવામાં, તેમજ બીજી અણધારી જરૂરીયાતોમાં જરૂર પડે તેની જયણા. )

---

આદિ વિષ, (૧૨) કરા, (૧૩) કાચી માટી, (૧૪) રાત્રી ભોજન, (૧૫) બહુ બીજ, (દાડમ, ટીંડોરાં આદિ કેટલાંક ફલ બહુ બીજ છતાં અંદર પડ વિગેરે સહિત હોવાથી અભક્ષ્ય તરીકે વ્યવહાર નથી. જુઓ, શ્રીરત્નશેખરસૂરિ સંદબ્ધ 'શ્રાદ્ધ પ્રતિક્રમણ સુત્ર વૃત્તિ,' પૃ. ૧૧૮/૧ ) (૧૬) બોળ અથાણું, (૧૭) દ્વિદલ, (૧૮) રીંગણાં, (૧૯) અજાણ્યાં ફલ, (૨૦) બોર. રાયણ, વિગેરે તુચ્છ ફલ, (૨૧) ચલિત રસ, (૨૨) અનંતકાય. આ અનંતકાય ૩૨ છે. તે આ પ્રમાણે—

બત્રીસ અનંતકાય—(૧) સુરણ કંદ, (૨) વજ્રકંદ (લસણ), (૩) લીલી હલદર, (૪) બટાટા (આલુ), (૫) લીલો કચુરો, (૬) શતાવરી, (૭) હીરલી કંદ, (૮) કુંવરપાઠાં, (૯) થોર, (૧૦) ગળો, (૧૧) સકરકંદ (શકરીયાં) (૧૨) વંશ કારેલાં, (૧૩) ગાજર, (૧૪) લુણી (સાજી), (૧૫) લોઢી, (૧૬) ગિરિકર્ણિકા, (૧૭) કુમળાં પાન, (૧૮) ખરસૈયો, (૧૯) થેગની ભાજી, (૨૦) લીલીમોથ, (૨૧) લોણુ વૃક્ષની

## ( ધ્યેય )

ભોગોપભોગ પુદ્ગલ સ્વભાવ છે, જીવ અનાહારી સ્વભાવ છે. ધર્મ કરણીમાં શરીર સીદાય નહિ અને વ્યવહારમાં ધર્મ તથા સ્વકુટુંબાદિકનું રક્ષણ કરી શકાય તેટલા પૂરતું શરીરને ભાડું આપવાનું છે, તેમાં વધારે આરંભમાં ન પડવાનું અને ઇન્દ્રિયાસક્તિ ન સેવવાનું ધ્યેય રાખવું.

અતિચારો—આ વ્રતના અતિચારો પંદર કર્માદાન સહિત વીસ છે. તે નીચે પ્રમાણે,

(૧) સચિત્ત આહાર—અનાભોગાદિકથી ત્યક્ત સચિત્ત વસ્તુ ખાવી તે.

(૨) સચિત્ત પ્રતિબદ્ધ—ઝાડ ઉપરથી ગુંદર વિગેરે સચિત્ત સાથે વળગેલી વસ્તુ ખાવી તે,

(૩) અપક્વ આહાર—લોટ વિગેરે અપક્વ વસ્તુ ખાવી તે,

(૪) દુષ્પક્વ આહાર—અડધાં કાચાં પાકાં, નહિ રંધેલાં શાક, પોંવા, ચણા, ધાણી વિગેરે વસ્તુ ખાવી તે.

(૫) તુચ્છૌષધિ ભક્ષણ—બોર, સેલડી. વિગેરે ખાવા કરતાં ઘણી નાખી દેવાની વસ્તુ ખાવી તે.

[illegible] (૨૨) [illegible] (૨૩) [illegible] (૨૪) [illegible] (૨૫) [illegible] (૨૬) [illegible] (૨૭) [illegible] (૨૮) [illegible]

સચિત્ત ત્યાગીને ઉપલા પાંચ અતિચારો લાગે, અને સચિત્ત પરિમાણ વાલાને અનાભોગાદિકથી ત્યક્ત કરેલ વસ્તુમાં ઉપયોગ થતાં ઉપરના અતિચારો લાગે. હવે પંદર કર્માદાનો, જે અતિપાપ વ્યાપારો છે, તે પણ શ્રાવકે ન સેવવા અતિ ઉત્તમ છે. તે આ પ્રમાણે—

(૧) **અંગાર કર્મ**—ભઠ્ઠી, ભાડભુંજા, સોની, લુહાર, ચુનો, ઈંટ, નળીયાં, કોલસા આદિ પકવવાના વેપાર કરવા તે,

(૨) **વન કર્મ**—વન, શાક, પાન, લાકડાં વિગેરે કાપવા કપાવવાના વેપાર કરવા તે,

(૩) **શકટ કર્મ**—ગાડી, ગાડાં આદિ વાહનો અને તેનાં ચક્રાદિઅંગો વિગેરે ઘડવાના વેપાર કરવા તે,

---

ભાજી, (પાલકો) (૩૦) કુણી આંબલી, (૩૧) રતાળુ, (૩૨) પીંડાલુ (ડુંગરી).

**નોંધ**—વ્રતધારી કે બીન વ્રતધારી, સૌએ આ અભક્ષ્યો અવશ્ય વર્જવા યોગ્ય છે, કારણ ધર્મનો આધાર ક્રિયાશુદ્ધિ ઉપર છે. ક્રિયાશુદ્ધિ ભાવના શુદ્ધિ ઉપર છે, અને ભાવનાશુદ્ધિનો આધાર આહાર શુદ્ધિ ઉપર છે. લોટ, સુખડી પ્રમુખ જે વસ્તુનો કાળ થઇ ગયો હોય, અગર કાલ દરમ્યાન પણ જેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અનિષ્ટ થઇ ગયા હોય તે ચલિતરસ કહેવાય છે. આજકાલ આવા ચલિતરસો, વાસી, અને દ્વિદલોનો (કાચા દહિં દૂધ, છાસ, શીખંડ સાથે, કઠોળ અથવા કઠોળ વાળી વસ્તુનો સંયોગ કરવામાં આવે તે દ્વિદલ કહેવાય છે. એનાથી બે ઇન્દ્રિય જીવોની વિરાધના થાય છે, માટે અભક્ષ્ય છે.) વપરાશ શહેરોમાં શોખથી, ગામડાંમાં

(૪) ભાટક કર્મ—ગાડી, ઘોડા, વિગેરે ભાડે આપવાના વેપાર કરવા તે,

(૫) સ્ફોટક કર્મ—ખેતી, કુવા, બોરીંગ આદિ જમીન ફોડવાના વેપાર કરવા તે,

(૬) દંતવાણિજ્ય- કસ્તુરી, દાંત, ચામડાં, શીંગડાં, વાળ, પીંછાં, ઉન, વિગેરે ત્રસ પ્રાણીનાં અંગોના વેપાર કરવા તે,

(૭) લાક્ષાવાણિજ્ય- લાખ, ગુંદર, સાબુ, ખાર, હડતાલ, મનઃશીલ, રંગ આદિના વેપાર કરવા તે,

---

[illegible]

(૮)

"आर्तरौद्रमपध्यानं, पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ॥ ७३ ॥"

યો. શા. ત્રિ. પ્ર.

—[૪]'આર્તધ્યાન, રૌદ્રધ્યાન, પાપકર્મોપદેશ, હિંસાકારી વસ્તુઓનું પ્રદાન, તથા નાટક ચેટકાદિ પ્રમાદાચરણ રૂપ અનર્થ દંડનો ત્યાગ કરો.'

---

૪–આર્તધ્યાન ચાર પ્રકારે થાય છે,—

(૧) પૈસો સ્ત્રી, પુત્ર માન, કીર્તિ આદિ ઇષ્ટ પદાર્થો મેળવવાની ચિંતા કરવી, તે ઇષ્ટસંયોગાર્તિ,

(૨) વેપારમાં નુકશાન, ઘરમાં અપ્રિય સ્ત્રીપુત્રાદિ, કોર્ટમાં વિરૂદ્ધ પક્ષ વિગેરે અનિષ્ટ સંયોગો ટાળવાની ચિંતા કરવી તે અનિષ્ટ વિયોગાર્ત્તિ,

(૩) શારીરિક વ્યાધિઓ ન થાય અને થયેલી હોય તેને દૂર કરવાની મહાચિંતાઓ કરવી તે રોગાર્ત્તિ,

(૪) 'આ ભવમાં તો સુખવૈભવ ન મળ્યાં પણ ધર્મ કરવાથી પરભવમાં મળો, એમ ઇચ્છવું' તે નિદાનાર્ત્તિક.

આવી રીતે થતા આર્તધ્યાનનાં ચિન્હ શોક, રૂદન, છાતી, માથું કુટવું વિગેરે છે.

રૌદ્ર ધ્યાન ચાર પ્રકારે થાય છે,—

(૧) 'મરી જાઉં, મારી નાખું', ઇત્યાદિ પ્રકારના વિચારો કરવા તે હિંસાનુબંધિ,

## આઠમું અનર્થદંડ વિરમણવ્રત

વ્યાખ્યા-સ્વશરીર અને કુટુંબાદિ પ્રયોજને જે પાપ કરાય છે તે અર્થદંડ છે, આ સિવાય ખોટા વિચારો, મુખરપણું, અયોગ્યદાક્ષિણ્યતા અને કુતુહલ વિગેરે પ્રમાદથી જે પાપ કરાય તે અનર્થદંડ છે. આવા અનર્થદંડથી બચવા માટે અસદ્‌વિચારો ન કરવા, પાપોપદેશ ન આપવા, શસ્ત્ર, અગ્નિ વિગેરે હિંસક સાધનો કોઈને આપવાં નહિ, તેમજ 'અવાજ કરી કોઈને ઉઠાડવા, ઘી, ગોળ વિગેરેનાં ભાજન ઉઘાડાં રાખવાં, વિકથાઓ કરવી, તમાસા જોવા, રમતો રમવી' વિગેરે પ્રકારનાં પ્રમાદાચરણ પણ કરવાં નહિ. સાતે દુર્વ્યસનોનો ત્યાગ કરવો.

---

(૨) પોતાનો જુઠો બચાવ તથા સામાને છેતરવા માટે જુઠાણાં રચવાના વિચારો કરવા તે મૃષાનુબંધિ,

(૩) પોતાનું છુપાવવાના તથા સામાનું ઉપાડી લેવાના વિચારો કરવા તે સ્તેયાનુબંધી,

(૪) પોતાની માનેલી ભૌતિક વસ્તુઓના રક્ષણ માટે સગા બાપ વિગેરેની પણ શંકા રાખતા જે વિચારો કરાય તે સંરક્ષણાનુબંધિ.

આવી રીતે થતા રૌદ્રધ્યાનનાં ચિન્હ અતિક્રોધ, અકડાઈ, વક્રતા અને મુર્છા વિગેરે છે. ભવ્યાત્માઓએ આ બન્ને પ્રકારના વિચારો પોતાના મનમાં ન સેવવા, પરંતુ સ્વપરનું ભલું થાય તેવા ભદ્ર વિચારો સેવવા.

## ( પેટા નિયમો )

૧ શીકાર માંસભક્ષણાદિ સપ્ત દુર્વ્યસનોનો ત્યાગ કરવો.
૨ ક્રીડા ખાતર કુતરાં બીલાડાં વિગેરે તિર્યંચો પાળવાં નહિ.
૩ તમાસા, આઠ મારી, નાટક, શીનેમા, તથા કોઇને ફાંશી આપાતી જોવા જવું નહિ.
૪ ઘરકાર્ય તથા સ્વ જાન માલનું રક્ષણ આદિ હેતુ વિના શસ્ત્ર સરંજામ ન રાખવા.
૫ કોઇની નિંદા અને સાત વિકથાઓ કરવી નહિ. (સ્ત્રીકથા, દેશકથા, રાજકથા, ભોજનકથા, શ્રદ્ધાભેદિની, ચારિત્રભેદિની, અને મૃદુકારૂણિકી, આ સાત પ્રકારની વાર્તાઓ ખોટા રાગદ્વેષ અને પતિત પરિણામને પેદા કરનાર હોવાથી ન કરવી.)
૬ પાનાં, બીઝીક, ચોપાટ વિગેરે ખેલવા નહિ.
૭ બીભત્સ સાહિત્ય, નવલ કથાઓ, પાપ શાસ્ત્રો વિગેરે ખાસ વાંચવાં નહિ.
૮ ખોટી સલાહો આપી કોઇને લડાવવા નહિ.
૯ શ્રી જિનભવનમાં 'વિલાસ, હાસ્ય, થુંકવું, નિદ્રા, કજીઓ, સંસારિક વાતો, ચતુર્વિધ આહાર' આદિ આશાતનાઓ કરવી નહિ. ઇત્યાદિ.

## ( જયણા )

ઘરકામ, વ્યાપાર સંબંધ, દાક્ષિણ્યતા અને માનસિક ચંચલતા વિગેરે કારણથી આર્તધ્યાનાદિક થાય તેની જયણા.

## ( ધ્યેય )

વિષય કષાયાદિ પ્રમાદોને આધીન થઈને આ જીવે પોતાનું શું બગાડ્યું નથી? ઘણું બગાડ્યું છે. અનાદિ ભવસંસારમાં આત્માનું બગાડનારા ચોટ્ટાઓ એ જ છે. તેમને જ પોતાના જીવનમાંથી હાંકી કાઢવાનું દૃઢ પણે ધ્યેય રાખવું.

**અતિચારો—**

(૧) કંદર્પ—કામોત્પાદક હાંસી, ઠઠ્ઠા, મશ્કરીઓ કરવી તે,
(૨) કૌકુચ્ય—આંખ, મોઢું, નાક, હાથ વિગેરેના વિકાર ગર્ભિત ચાળા કરવા તે,
(૩) મૌખર્ય—અસંબદ્ધ, અસભ્ય, બહુ પ્રલાપ કરવા તે,
(૪) સંયુક્તાધિકરણ—ખાણીયા સાંબેલા, ધનુષ્ય બાણ, હળ પ્રમુખ જોડેલાં રાખવાં તે,
(૫) ભોગાતિરિક્તતા—સ્નાન, ભોજનાદિક ભોગોપભોગોમાં જરૂરથી તેનાથી વધુ વસ્તુ લેવી તે.

આ પાંચે અતિચારોને ત્યજવાનો ખ્યાલ રાખવો.

નોંધ—

## (ચાર શીક્ષા વ્રતો)

(૯)

"सामायिकव्रतस्थस्य, गृहिणोऽपि स्थिरात्मनः ।
चन्द्रावतंसकस्येव, क्षीयते कर्मसंचितम् ॥ ८३ ॥"

યો. શા. ત્રિ. પ્ર.

—'ચંદ્રાવતંસકની માફક સામાયક વ્રતમાં રહેલા સ્થિરાત્મા ગૃહસ્થનો પણ કર્મસમૂહ ક્ષય પામે છે.' સામાયક જીવ અને કર્મને છૂટાં પાડનાર શલાકા રૂપ છે. આથી ગૃહસ્થ વધારાનો જે સમય મળે અગર મેળવીને પણ તેનો ઉપયોગ સામાયક સાધવામાં કરવો.

### નવમું સામાયક વ્રત

**વ્યાખ્યા**-સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી સમતા ભાવને ધારણ કરવાની જે બે ઘડીના નિયમ પૂર્વકની ઇરિયાવહી આદિ વિધિથી ક્રિયા કરવી તેનું નામ સામાયક છે. તેમાં ચરવલો, મુહપત્તિ, કટાસણું અને પહેરવાનું વસ્ત્ર, આ ઉપકરણો અવશ્ય જોઇએ, તેની પડિલેહણ પણ કરવી જોઇએ, અને સામાયકમાં વાલની ચીંટી સરખી પે અંગ ઉપર રાખવી ન જોઇએ.

## (પેટા નિયમો)

૧ રોજ મહિનામાં અગર પર્વમાં અમુક સામાયક કરવાં.

૨ સાંજ સવાર પ્રતિક્રમણ કરવું.

૩ સામાયકમાં મૌન રહેવું, સ્વાધ્યાય કરવો, કાઉસ્સગ્ગ અથવા માળા વિગેરે ગણવી.

૪ સામાયકમાં ભીંત વિગેરેનો વિના કારણે ટેકો લેવો નહિ. ઇત્યાદિ

## (જયણા)

અશક્તિ, માંદગી, મુસાફરી, ચિત્તની વિકલતા આદિ કારણે સામાયક ન થાય અગર તેમાં પ્રમાદ વિગેરે થાય તેની જયણા.

## (ધ્યેય)

જ્ઞાનાદિ રત્નત્રયી રૂપ આત્માના સ્વભાવ ધર્મોનો જેમાં લાભ રહેલો છે તે સામાયકની શુભ કરણીમાંજ પોતાની નિવૃત્તિનો સઘળો સમય ગાળવો. સર્વોત્તમ સર્વવિરતિ–સાધુ પણાની એ વાનગી છે. દિવસમાં જેટલાં વધુ સામાયક થાય તેટલાં કરવાનું, અને તે દ્વારા શત્રુ મિત્ર, સ્ત્રી તૃણ, ટેફ્રં સુવર્ણ, સુખ દુઃખ, સ્વજન પરજન, સર્વમાં સમભાવ લાવવાનું ધ્યેય રાખવું.

અતિચારો

(૧) મનોદુષ્પ્રણિધાન— મનમાં કુવિકલ્પો કરવા તે,
(૨) વચનદુષ્પ્રણિધાન—સાવદ્ય કઠોર વચન બોલવાં તે,
(૩) કાયદુષ્પ્રણિધાન—ઓઠીંગણ લેવું, કાયા અજયણાથી હલાવવી, નિંદ્રા વિગેરે લેવી તે,
(૪) અનવસ્થાન—સામાયકનો ટાઈમ પૂરો થવા ન દેવો, અને જેમ તેમ કરવું તે,
(૫) સ્મૃતિવિહીન—સામાયક કર્યું કે ન કર્યું, પાળ્યું કે ન પાળ્યું, તેનું કાંઇ ભાન ન રાખવું તે.

આ પાંચે અતિચારો સામાયક વ્રતમાં ન લાગે તેનો ખ્યાલ રાખવો.

નોંધ—

(૧૦)

" दिग्व्रते परिमाणं य.-त्तस्य संक्षेपणं पुनः ।
दिने रात्रौ च देशाव,-काशिकव्रतमुच्यते ॥८४॥ "

યો. શા. ત્રિ. પ્ર.

—' દિગ્વ્રતમાં લીધેલું પ્રમાણ દિવસે અને રાત્રે સંક્ષેપવું-ઓછું કરવું, તે દેશાવકાશિકવ્રત કહેવાય છે'.

## દશમું દેશાવકાશિક વ્રત

વ્યાખ્યા—જીવનમાં ગ્રહણ કરેલ દિશા પ્રમાણ અને ઉપલક્ષણથી સર્વ વ્રત પ્રમાણનો અમુક ટાઇમને ઉદ્દેશી સંક્ષેપ કરવો, અતઃ એવ ચૌદ નિયમો ધારવા અને સંક્ષેપવા તેને દેશાવકાશિક વ્રત કહેવાય છે, તેનાથી આરંભના એક સંક્ષિપ્ત દેશમાં આવી જવાય છે. ગૃહવ્યાપાર, આરંભ સમારંભ છોડીને એકાસણું, આંબેલ, ઉપવાસાદિ તપ પૂર્વક દિવસમાં આઠ સમાયક અને સાંજ સવારનાં બે પ્રતિક્રમણ કરવા રૂપ નિયમ આ વ્રતમાં ધારણ કરાય છે.

## ( પેટા નિયમો )

૧ વર્ષમાં અમુક દેશાવકાસિક કરવા. બાકી સમાયક વ્રત પ્રમાણે સમજવું.

## ( જયણા )

ધાર્મિક પ્રયોજન, શરીરાદિ કારણ તથા અનાભોગાદિકથી જયણા.

## ( ધ્યેય )

વિરતિ ધર્મની વધુ નજીક પહોંચવા માટેનું આ વ્રત છે, તેથી જીંદગીને માટે ગ્રહણ કરેલા દરેક વ્રતોના વિશાલ પ્રમાણમાં સંક્ષેપ કરવા પૂર્વક વધુ વિરતિનો અભ્યાસ રાખવાનું અને પરિણામે આણંદ કામદેવાદિ શ્રાવકોની જેમ સંવાસાનુમતિની ઉચ્ચ ભૂમિકાએ પહોંચવાનું ધ્યેય રાખવું.

**અતિચારો—**

(૧) **આનયનપ્રયોગ**—ધાર્યા ઉપરાંત ભૂમિમાંથી વસ્તુ મંગાવવી તે,
(૨) **પ્રેષ્યપ્રયોગ**—ધારેલ હદ બહાર વસ્તુ મોકલવી તે,
(૩) **શબ્દાનુપાત**—ધારેલ હદ બહાર રહેલાને સ્વકાર્ય માટે ખાંસી વિગેરે શબ્દથી જણાવવું તે,

(૪) રૂપાનુપાત—રૂપ તે શરીર વિગેરે દેખાડીને ઉપર પ્રમાણે કરવું તે,
(૫) પુદ્‌ગલપ્રક્ષેપ—કાંકરો વિગેરે નાખીને ઉપર પ્રમાણે કરવું તે.

આ વ્રતના પાંચે અતિચારો પણ ન લાગે તેનો ઉપયોગ રાખવો.

નોંધ--

(૧૧)

"गृहिणोऽपि हि धन्यास्ते, पुण्यं ये पौषधव्रतम्।
दुष्पालं पालयन्त्येव, यथा स चुलनीपिता ॥८६॥"

यो. शा. त्रि. प्र.

—'ચુલનીપિતાની જેમ ગૃહસ્થીઓ પણ જે દુઃખે પાલન કરી શકાય તેવા પુણ્ય પૌષધવ્રતને સુંદર પાળે છે, તેમને ધન્યવાદ છે.'

## અગીઆરમું પૌષધોપવાસ વ્રત

વ્યાખ્યા—અષ્ટમ્યાદિ પર્વ દિવસે નિયમથી અને અનિયમથી અપર્વ દિવસે પણ જ્ઞાનાદિ આત્મધર્મોની વિશેષ પુષ્ટિ કરનાર વ્રત વિશેષમાં રહેવું તે પૌષધોપવાસ વ્રત છે. તે આહારના ત્યાગ રૂપ, શરીરસત્કારના ત્યાગ રૂપ, સંસારવ્યાપારના ત્યાગ રૂપ, અને બ્રહ્મચર્યના પાલન રૂપ ચાર પ્રકારે છે. તેના દેશથી અને સર્વથી પરસ્પર ૮૦ ભાંગા થાય છે. વર્તમાનમાં પ્રામાણિક પૂર્વાચાર્યોની શાસ્ત્રિય પરંપરાથી આઠ અથવા ચાર પ્રહરના એકાસણાદિ તપ પૂર્વકના

સામાયક યુક્ત પૌષધ કરાય છે. તેમાં આહાર ત્યાગ દેશ અથવા સર્વથી હોય છે, બાકી શરીરસત્કારના ત્યાગ આદિ પ્રકારો સર્વથી કરાય છે.

## (પેટા નિયમો)

૧ વર્ષમાં અમુક પૌષધ અમુક પ્રકારના અમુક તપસ્યા યુક્ત કરવા.

૨ પૌષધમાં દિવસે સૂવું નહિ. રાત્રે પણ અમુક કલાકથી વધારે સૂવું નહિ.

૩ સંથારા આદિમાં વધારે ઉપકરણો શરીરની સુખશીલતાએ કરીને વાપરવાં નહિ.

૪ દિવસના સ્વાધ્યાય, રાત્રિના ધ્યાન. બાકી મૌન, અને કાઉસગ્ગ, માળા, ખમાસમણાં વિગેરે અમુક દેવાં.

## (જયણા)

શારીરિક અસમાધિ આદિ કારણે જયણા.

## (ધ્યેય)

ચારિત્રના ઉત્તમ અભ્યાસ રૂપ આ પૌષધવ્રત છે. તે અમુક દિવસનો થાક ઉતારવા માટે નથી, કિન્તુ કર્મોની નિર્જરા સાધીને ચારિત્ર માટેની સરસ તૈયારી કરવા માટે છે. આથી ઉદયન રાજર્ષિની માફક પૌષધવ્રત કરવાનું ધ્યેય રાખવું.

ઔષધ, પુસ્તક, વસતિ પ્રમુખ રત્નત્રયીને ઉપકાર સર્વ વસ્તુનું દાન દેવું. તે ગૃહસ્થનો પ્રથમ નંબરનો ધર્મ છે.

## (પેટા નિયમો)

૧ વર્ષમાં ઉત્સર્ગ વિધિથી અમુક અતિથિસંવિભાગો કરવા.

૨ સુપાત્રે દાનભક્તિના હમેશાં ખપી રહેવું, લાભ ન મળે તે દિવસે અમુક ચીજ ત્યાગ કરવી.

૩ આશ્રિત સ્વજનાદિ, સીઝાતા સાધર્મિ, અને દીન, અનાથ યાચક વિગેરેને યથાયોગ્ય સંતોષીને જમવું.

---

૨ પાન—છાશ, પાણિ આદિ પાનાહાર કહેવાય છે.

૩ ખાદિમ—દાડિમાદિ ફલો, શેરડી, પૌંવા, ધાણી, સુખડી પ્રમુખ ખાદ્યાહાર કહેવાય છે.

૪ સ્વાદિમ—સુંઠ, હરડે, મરી, જીરું, અજમો, જાયફલ, જાવંત્રી, કાથો, ખેરવડી, જેઠીમધ, તજ, તમાલપત્ર, એલચી, લવિંગ, પીપરીમૂલ, પાન, સોપારી, આદિ સ્વાદિમ આહાર છે. શ્રી કલ્પવૃત્તિના અભિપ્રાયે જીરૂં ખાદ્યમાં છે. અજમાને પણ કેટલાક ખાદ્યમાં ગણે છે.

સઘળું સ્વાદ્ય, અને કપુર, ઇલાયચી, આદિનું જલ દુવિહારમાં કલ્પે છે. બેસણ, વરિયાલી, સુઆ, આદિ ખાદ્ય હોવાથી દુવિહારમાં ન કલ્પે. તિવિહારમાં શુદ્ધ પાણી કલ્પે. શાસ્ત્રોમાં મધ, ગોળ, સાકર, ખાંડ આદિ સ્વાદ્ય કહ્યાં છે. દ્રાક્ષ, સાકર, આદિનાં પાણી તથા છાશ વિગેરે યદ્યપિ પાનાહારમાં કહ્યાં છે તથાપિ તે દુવિહાર તિવિહારમાં લેવાં કલ્પે નહિ.

## (જયણા)

શારીરિક અસમાધિ આદિ કારણે જયણા.

## (ધ્યેય)

જીવને અનાદિથી 'લેવાની' મોહસંજ્ઞા લાગેલી છે, આ વ્રતથી 'દેવાની' ધર્મસંજ્ઞા કેળવીને તેનો નાશ કરવો. લક્ષ્મી વિગેરે પુણ્યાધીન છે, પરિણામે નાશવંત છે, તેનો સુપાત્રની

---

ચોવિહાર તિવિહારના પચ્ચખ્ખાણમાં મુખવાસ અનાહારિ પણ કલ્પે નહિ. (જુઓ, આ. શ્રી રત્નશેખર સુરિ સંદબ્ધ 'શ્રાદ્ધ વિધિ વૃત્તિ' પૃ. ૪૫/૧).

### અણાહારી

આમ શાસ્ત્રાનુસાર ચોવિહાર પચ્ચખ્ખાણમાં અણાહારી વસ્તુનો ઉપયોગ કરી શકાય છે. તેનાં નામ નીચે પ્રમાણે છે—

૧ અગર, ૨ અફીણ, ૩ અતિવિષની કળી, ૪ ઉપલેટ, ૫ અંબળીયા, ૬ કસ્તુરી, ૭ કડુ, ૮ કરીયાતું. ૯ કંદરુ, ૧૦ ખારો, ૧૧ ખેરસાર, ૧૨ ગળો, ૧૩ ચિતાવળ, ૧૪ હળદર, ૧૫ ચુનો, ૧૬ ઝેરી ગોટલી, ૧૭ ટંકણખાર, ૧૮ તગર, ૧૯ ત્રીફલા, ૨૦ બાવલ, ૨૧ બુચકણ, ૨૨ મલયાગર, ૨૩ લીંબડાના પાંચ અંગ, (છાલ, મૂલ, કાષ્ટ, પત્ર, મોર) ૨૪ વખમો, ૨૫ સુખડ, ૨૬ સુરોખાર, ૨૭ હિમજાદિ ચૂર્ણ, ૨૮ હરડેં આ સિવાય જે વસ્તુઓના સ્વાદ ન હોય અથવા અનિષ્ટ હોય તેવા ભસ્મો વિગેરે, જે નિરપેક્ષ વાપરી ન શકાય, તે અણાહારી કહેવાય છે જેમાં સ્વાદ ખરાબ અને તેથી ના વપરાય. આમ તેવી વસ્તુઓ અણાહારી ગણાં વ્યવહારી ભણે જાય છે, તે 'આનન. ગામવું'.

આદિથી કદાચ કોઇ દોષ લાગી જાય તો તેની શુદ્ધિ માટે અમુક તપ કરી આપવાની ધારણા રાખવી. (જેમકે બાર વ્રતની શુદ્ધિ માટે બારમાસમાં બાર એકાસણાં વિગેરે કરવાં.) નિયમોમાં જે તપ, માળા, સામાયક વિગેરે રાખેલ હોય તે કારણ પ્રસંગે ગુરૂદત્ત આલોયણમાં વાળવાં હોય તો જયણા રાખવી.

વ્રત નિયમના પાલનને માટે ભવભીરૂ ભવ્યાત્માઓએ પોતાનું જીવન જેમ બને તેમ સાદું, સંયમી, સંતોષી, ઉપયોગશીલ, સેવાભાવી બનાવવું. વ્રતને દૂષણ લાગે તેવી કારવાઇ અને સંસર્ગથી દૂર રહેવું. દેશવિરતિનો પરિણામ તેજ સત્ય મનાય છે કે જે સર્વવિરતિની લાલસાવાળો હોય. આથી બધા વ્રત, નિયમ, ક્રિયા, તપ, જપ, દાન, અને ભક્તિ સર્વમાં સર્વવિરતિ માટેનો અવિહડ પ્રેમ રાખવાનું તો ચૂકવુંજ નહિ. વ્રત નિયમની આ દીપ દરેક નિયમધારિએ કમમાં કમ મહિનામાં એક વાર તો અવશ્ય વાંચવા વિચારવાનું ધ્યાન રાખવું.

"एवंव्रत स्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धनं वपन्।
दयया चातिदीनेषु महाश्रावक उच्यते ॥११०॥"

યો. શા. ત્રિ. પ્ર.

—'આ પ્રમાણે વ્રતમાં રહેલો ભક્તિથી સાતે ધર્મક્ષેત્રોમાં અને અનુકંપાથી અતિ દીનદુઃખીઓમાં પોતાના ધનને વાપરતો મહાશ્રાવક કહેવાય છે.'

શ્રાદ્ધ જીવનને ઉજાળવા માટે દરેક ગૃહસ્થે ઉપર મુજબ વ્રતો શ્રદ્ધાપૂર્વક લેવાં, પાળવાં, લક્ષ્મ્યાદિકનો સદુપયોગ કરવો, જૈન શાસનની પ્રભાવના કરવી, પરપીડાના પરિણામ ટાળવા, સંસારની અસારતા ચિંતવવી, અને

(૧) સ્વદ્રવ્યવ્યયથી દેવદ્રવ્ય (જિનમંદિર, જિનમૂર્તિ ખાતું) જ્ઞાનદ્રવ્ય (જ્ઞાનખાતું) ગુરૂદ્રવ્ય (સાધુ, સાધ્વી ખાતું) સાધારણદ્રવ્ય (શ્રાવક,શ્રાવિકા ખાતું) ની વૃદ્ધિ કરવી. (પ્રતિક્રમણાદિકોમાં સૂત્રો વિગેરેની બોલી સામાયક લેતા પહેલાં બોલવાનો ઉપયોગ રાખવો જોઇએ. સૂત્રોની બોલી જ્ઞાનખાતે જાય છે, ગુરૂપૂજન, આરતિ, પૂજા, ઉપધાન માળા અને સુપનાદિકોની બોલી દેવદ્રવ્ય ખાતે જાય છે. આમાં સ્વમનઃકલ્પિત ગોટાળો કરવો નહિ.)

(૨) જૈનધર્મિ ભાઇ બહેનોનું સહાય વિગેરે કરીને વાત્સલ્ય કરવું. સ્વધર્મનું નસે નસ અભિમાન રાખવું. નવા જૈનો બનાવવા. જૈન ધર્મનો સારો ફેલાવો કરવો. જૈન ધર્મનું બરાબર રક્ષણ કરવું.

(૩) જે બોલી વિગેરે બોલ્યા હોય તે તુરતજ આપી દેવા. ધર્માદાનું કોઇપણ દેવું બાકી રાખવું નહિ. બાપદાદાનું બાકી હોય, તો તે પણ આપી દેવું. ધર્માદાના વહિવટો ચોખ્ખાઇથી સાચવવા, નાણાં કોથળીનું જોખમ પોતાને ત્યાં રાખવું નહિ. અને સંસ્થાના હિતમાં ઘાલખાધ વિગેરેથી નુકસાન થાય તેમ કરવું નહિ. જિનમંદિરાદિક ધાર્મિક સંસ્થાઓના વહીવટ પોતાના ઘર

કરતાં જે સુંદર આરાધનામાં અનર્ગળ પુણ્ય થાય છે, એ ભૂલવું નહિ.

(૪) સવાર સાંજનાં પચ્ચખ્ખાણ, જિનદર્શન, નવકારવાળી, ગુરૂવંદન, શાસ્ત્રશ્રવણ, અનીતિઅભક્ષ્યના ત્યાગ, સત્ય વચન, ઇત્યાદિ હંમેશાં પાળવા ઉપયુક્ત રહેવું. આધુનિક ફૂટ અહિંસાદિક ના પ્રયોગોમાં ફસી લોક પ્રવાહમાં તણાવું નહિ.

---

इतिश्री नित्यनियम-जीवनघने द्वितीयो विभागः समाप्तः



# વિભાગ ૩ જો



## પરમાર્હત શ્રીકુમારપાલ મહારાજનાં શ્રાદ્ધવ્રતો અને શાસનભક્તિનાં સુકાર્યો

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજના ઉપદેશથી ચૌલુક્ય ચૂડામણિ ગુર્જરેશ્વર શ્રી કુમારપાલ મહારાજાએ સમ્યકત્વમૂલ દ્વાદશવ્રત શ્રી સંઘ સમક્ષ વિધિપૂર્વક આડંબરથી ઉચ્ચર્યાં હતાં. તેઓએ શીકાર આદિ સાત દુર્વ્યસનોને દેશવટો દીધો હતો, રાજ્યમાં અપુત્રની મીલકતો લેવાનો ચાલ્યો આવતો ધારો રદ કર્યો હતો, અઢારે દેશમાં હિંસાનું નિવારણ કરાવ્યું હતું, અને સં. ૧૨૧૬ માગસર સુદ ૨ ને દિવસે પ્રભુશ્રી હેમચંદ્રસૂરિ મહારાજ હસ્તક શ્રી અરિહંતદેવ સમક્ષ ધર્મરાજપુત્રી શ્રી કૃપાસુંદરીનું પાણિગ્રહણ કર્યું હતું. (જુઓ, શ્રી કુમારપાલ પ્રબંધ પૃ. ૧૭/૨) કૃપાસુંદરીની પ્રેરણાથી તેમણે આધ્યાત્મિક રણક્ષેત્રમાં ધર્મરાજના દુશ્મન મોહરાજને હરાવી

બગાડયો હતો, અને શ્રી ધર્મરાજનો પુનઃ રાજ્યાભિષેક કર્યો હતો. 'પરનારી સહોદર,' 'શરણાગત વજ્રપંજર,' 'વિચાર ચતુર્મુખ,' 'જીવદયા પ્રતિપાલ,' 'પરમાર્હત,' 'ધર્માત્મા,' 'રાજર્ષિ,' ઇત્યાદિક અનેક બિરૂદો આ પુણ્યશાલી રાજવીને તેમની અદ્ભૂત ધર્મપરાયણતાથી શ્રી ગુરૂમહારાજાદિએ આપ્યાં હતાં.

પચાસ વર્ષની વયે સં. ૧૧૯૯ માં શ્રી કુમારપાલ રાજ્ય પામ્યા હતા. (જુઓ, **શ્રી કુમારપાલ પ્રબંધ** પૃ. ૩૪/૧) તે પછી કેટલોક કાલ ગયા બાદ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજાના ઉપદેશથી સ્થિર બનીને વૃદ્ધાવસ્થામાં તેઓ ધર્મ પામ્યા. તેમનો બાપદાદાથી પેઢી ઉતાર રાજધર્મ શૈવ હતો. તેનો ત્યાગ કરવામાં બ્રાહ્મણ કુલગોરો આદિકના વિરોધને તાબે નહિ થવામાં, રાજ્યસ્થિતિ વિપરીત હતી, તેમાંયે ધર્મસ્થિતિ મજબૂત કરવામાં શ્રી કુમારપાલ મહારાજે જે જોમ દાખવ્યું હતું તે આજે ધર્મવસ્તુમાં પગ પહોળા કરીને ઉભા રહેનાર તેમજ બાપનો કુવો બતાવનાર નિષ્ક્રીયત જૈન જૈનેતર-ભલભલાને ખૂબ શીખામણ આપે તેવું છે. તેમનું સમ્યકત્વ તથા બારવ્રતો કેવાં હતાં તથા તેમણે

ધર્મનાં કેવાં કાર્યો કર્યાં હતાં, તે સંક્ષેપમાં નીચે વાંચવાથી માલુમ પડશે.

સમ્યક્ત્વ—તેમણે શ્રી અરિહંત દેવ, નિર્ગ્રન્થ ગુરૂ, અને કેવલી પ્રણીત ધર્મને જ દેવ, ગુરૂ અને ધર્મ તરીકે માનવાનું સ્વીકાર્યું હતું, બાકી સઘળું મિથ્યાત્વ વોસિરાવ્યું હતું. પોતાના દેવમંદિરમાં પૂજાતી પોતાના પૂર્વજોએ કરાવેલી મહાદેવાદિકની પ્રતિમાઓ તેમણે બ્રાહ્મણોને આપી દીધી હતી, તેને સ્થાને ચોવીસ જિનપ્રતિમાઓ અને ગુરૂ શ્રી હેમચન્દ્રસૂરિની પાદુકા સ્થાપન કરી હતી. તેઓ શ્રી જિનપૂજા તથા ગુરૂપૂજા ત્રિકાલ કરતા હતા. સવાર, સાંજ પોતાના ઘર દેરાસરમાં પુષ્પાદિકથી, અને મધ્યાહ્ન કાલે ૭૨ સામંતો, વાગ્ભટાદિ મંત્રીઓ, તથા ૧૮૦૦ કોટયાધીશો સાથે આડંબર પૂર્વક અનર્ગલ દાન આપતા શ્રી ત્રિભુવનપાલ વિહારમાં અષ્ટ પ્રકારી પૂજા કરતા હતા. સર્વઋતુનાં પુષ્પોથી પ્રભુની ભક્તિ કરવાનો મનોરથ પૂર્ણ ન થાય ત્યાં સુધી તેમણે અન્નજલ ત્યાગનો અભિગ્રહ લીધો હતો. તેનાથી શાસન દેવીએ તુષ્ટમાન થઈ તેમના બગીચામાં હંમેશાને માટે સર્વઋતુનાં પુષ્પો આવનાં

તેઓના અંગત પાંચલાખ ઘોડા, એકહુજાર હાથી, એંશીહજાર ગોધન, પચાસહજાર ઊંટ, આ તથા પ્રજાનાં પશુઓને પાણી ગાળેલું પાવામાં આવતું હતું. સૈન્યના ૧૧ લાખ ઘોડાઓ વિગેરેના પલાણો ઉપર પુંજણીઓ બંધાવવામાં આવતી હતી. એક વખત ઘોડાનું પલાણ પુંજીને બેસતા શ્રી કુમારપાલને જોઇને તેમના સામંતો અંદરોઅંદર હસ્યા, તે જોઇને કુમારપાલે એક બાણ પ્રહારથી સાત લોહ કટાહો ભેદી બતાવીને, તેમજ ૧૬ મણની ગુણી ઉપાડીને અહિંસાનું સામર્થ્ય દેખાડ્યું હતું. જીવદયાની દ્રષ્ટિએ અહિંસક બનવું એટલે શરીર બલની દ્રષ્ટિએ કાયર બનવું, એમ નથી થતું. કિન્તુ તે બલનો ઉપયોગ નિરપરાધિ જીવજંતુની નિરર્થક હિંસામાં નહિ કરતાં તેમની રક્ષામાં કરવાનો હોય છે. 'મારિ' અક્ષર બોલાય તો તેના પ્રાયશ્ચિતમા તેઓ ઉપવાસ કરતા હતા. એક વખતે કાઉસગ્ગમાં પોતાને પગે મંકોડો ચોંટ્યો, તેને દુઃખ ન થાય તે માટે તેમણે પોતાના પગની ચામડી કાપી હતી. એક મેંશરી વણિકે રાજાની આજ્ઞા વિરૂદ્ધ જઇને એક જૂ મારી હતી, તેના દંડમાં તેના શરીર વિગેરેને દુઃખ નહિ આપતાં તેની પાસેથી તેમણે જગતજીવોને અભયદાન ઉપદેશનાર

શ્રીજિનેશ્વર પરમાત્માનું મંદિર બંધાવ્યું હતું. નવરાત્રીઓમાં કુલદેવીને બકરાં, પાડાઓનું બલીદાન નહિ આપવાથી કંટકેશ્વરીએ કોપાયમાન થઇ રાજા કુમારપાલને કષ્ટ આપ્યું તે સહન કર્યું હતું, કિન્તુ જીવહિંસા તો તેમણે ન જ કરાવી, કંટકેશ્વરીદેવી પણ આ તપોબલને નમી પડી, અંતે જીવહિંસામાં રસ લેનારી આ દેવી હતી છતાં રાજ્યમાં કોઇ હિંસા ન કરે તેની ચોકીદાર બની.

(૨) **સત્યવ્રત**—બીજા વ્રતમાં 'સત્ય, સરલતામાં ધર્મ છે' એમ જાણતા, શ્રી કુમારપાલે કઠોરતા, ચાડી, ઇર્ષ્યા, અસભ્યતા, રાગદ્વેષયુક્ત આત્મસ્તુતિ અને પરનિન્દાનો ત્યાગ કર્યો હતો, અને મધુર, તથ્ય, હિત અને મિત આગમાનુસારિ વચન બોલવાની પ્રતિજ્ઞા કરી હતી ત્યાંથી એમને 'સત્યવાચા યુધિષ્ઠિર'નું બિરૂદ મળ્યું હતું. કદાચ કોઇ વખતે કોઇ પણ આકારે મૃષા વચન વદાય તો તેની શુદ્ધિ માટે વિશેષ તપ કરવાનો દંડ પણ તેમણે રાખ્યો હતો.

(૩) **અસ્તેયવ્રત**—ત્રીજા વ્રતમાં શ્રી કુમારપાલ મહારાજાએ સંતોષ ધારણ કર્યો, રાજ્યમાં લેવાતા

અપુત્રિયા-અવારસીયા ધનનો ત્યાગ કર્યો, આ રીતે દરવર્ષે ૭૨ લાખ દ્રવ્યનું આવતું ઉત્પન્ન તેમણે જતું કર્યું હતું. કુબેરશેઠની છક્રોડ સોનું વિગેરે અતુલ સંપત્તિ સાંભળવા છતાં તે લેવાને તેઓ લોભાયા નહોતા. તેમણે પોતાના રાજ્યમાં અદત્ત પરધન નહિ લેવાનો નિયમ કર્યો હતો.

(૪) બ્રહ્મવ્રત—ચોથા વ્રતમાં શ્રી કુમારપાલ રાજાએ પરનારી સહોદરતા અને સ્વસ્ત્રીસંતોષ અંગીકાર કર્યો હતો. વ્રત ગ્રહણ કરતી વખતે રાજાને એક જ ભોપલ્લદેવી નામની રાણી હતી. તેના મરણ બાદ ફરીથી ન પરણવાનો પણ તેમણે નિયમ કર્યો હતો. તેઓ દિવસના રોજ બ્રહ્મચર્ય પાળતા હતા. અને સર્વ પર્વતિથિની રાત્રીએ પણ બ્રહ્મચર્ય પાલતા હતા. વર્ષાઋતુમાં તેઓ મન, વચન, કાયાથી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળતા હતા. મનથી ભંગ થાય તો ઉપવાસ, વચનથી ભંગ થાય તો આયંબિલ, અને કાયાથી ભંગ થાય તો વિગય ત્યાગ કરવાનો નિયમ કર્યો હતો, એમ કરીને તેમણે સર્વ દોષોનું પ્રભાવસ્થાન જે મન છે તેના ઉપર જ મોટું નિયંત્રણ મૂક્યું હતું. થોડા સમય પછી

રાણી ભોપલ્લદેવી મરણ પામી, સામન્તો અને પ્રધાનોએ ફરી લગ્ન કરવાનો આગ્રહ ખૂબ જ કર્યો, તથાપિ તેમણે લગ્ન ન જ કર્યું, આવી તેમની નિયમ દ્રઢતા હતી. ત્યારથી તેઓએ યાવજ્જીવ બ્રહ્મચર્ય પાળ્યું હતું. આથી શ્રીકુમારપાલ મહારાજાને 'રાજર્ષિ' એવું અજોડ બિરૂદ પણ મલ્યું હતું.

(૫) અપરિગ્રહવ્રત—પાંચમા વ્રતમાં કુમારપાલ મહારાજાએ ૬) ક્રોડ સુવર્ણ, ૮) ક્રોડ રૂપું, એકહજાર તોલા કીંમતી મણિ, બીજું અનેક ક્રોડ દ્રવ્ય, બેહજાર કુંભ[૭] ઘી તેલાદિ, બેહજાર ખારી[૮] અનાજની, પાંચ લાખ ઘોડા, એકહજાર હાથી, અને ઊંટ, ૮૦૦૦) ગોધન, ઘર, દુકાન, સભા, વહાણો, ગાડાં દરેક પાંચસો પાંચસો, ચતુરંગ સેનામાં ૧૧૦૦) હાથી, ૫૦૦૦) રથ, ૧૧૦૦૦૦) ઘોડા, અને ૧૮૦૦૦૦) પાયદળ રાખેલ અને મીઠું, તેલ, લોહ, ગોળ, વિગેરે પાપ દ્રવ્યો આવે તેનો ત્યાગ કર્યો હતો. રત્ન, સુવર્ણાદિ વસ્તુઓની

૭ વીસદ્રોણનો એક કુંભ ( જુઓ, 'શ. ચિં.' કોષ. )

૮ સોલદ્રોણની એક ખારી. દ્રોણ એટલે બત્રીસ શેર (૮૦) રૂપીયાભારના) જુઓ, 'શ. ચિં. કોષ.'

ઘણી વૃદ્ધિ છતાં એ ધર્માત્માએ ઉપર મુજબ સ્વરૂપ પરિગ્રહ રાખ્યો હતો.

(૬) દિગ્વિરતિ—આ વ્રતમાં કુમારપાલે સર્વ ચૈત્યનાં દર્શન અને ગુરૂવંદન સિવાય ચોમાસામાં પાટણના દરવાજા બહાર પણ નહિ જવાનો નિયમ રાખ્યો હતો. આ નિયમ સાંભળીને ગુજરાત ઉપર શક રાજાએ ચોમાસામાં ચઢાઈ કરી હતી. તેમાં પૂજ્ય ગુરૂદેવના પ્રતાપે તેને શિકસ્ત મળી હતી. છ મહિના સુધી તેના મ્લેચ્છ રાજ્યમાં પણ અહિંસા પાળવાનું તેની પાસે કબુલ કરાવીને તેને છોડી દેવામાં આવ્યો હતો.

(૭) ભોગોપભોગવિરતિ—આ વ્રતમાં શ્રી કુમારપાલ મહારાજાએ ભોજનથી માંસ, મદિરા, મધ, માખણ આદિ ૨૨ અભક્ષ્યો અને બત્રીસે અનન્તકાયોનો ત્યાગ કર્યો હતો. રોગાદિક કાળમાં પણ તેમણે છુટ રાખી ન હતી. પ્રભુની આગલ ન ધરવામાં આવેલાં ફલ, પુષ્પ પત્ર, આહારાદિક વસ્તુઓ પોતે પણ વાપરતા ન હતા. સચિત્તમાં માત્ર એક નાગરવેલનું પાન વાપરતા હતા. દિવસમાં આઠ ૮ પાનબીડાંનો નિયમ

રાખ્યો હતો. ખાધાવારે સાંજે દિવસના આઠમા ભાગે ભોજન કરી લેતા હતા. રાત્રીએ હંમેશાં ચોવિહાર કરતા હતા. ચોમાસામાં માત્ર એક ઘી વિગય જ વાપરતા હતા, લીલું શાક બધું ત્યાગ્યું હતું. તપનાં અંતર અને ઉત્તર પારણા સિવાય ચાતુર્માસમાં તેઓ હંમેશાં એકાસણું કરતા હતા અને બ્રહ્મચર્ય પાલતા હતા. સર્વ પર્વતિથિઓને દિવસે સચિત્ત તેમજ વિગઇઓ મુદ્દલ લેતા ન હતા. ઘેબરના ભોજનથી તેઓને માંસાહારનું સ્મરણ થયું હતું, તેથી તેનો પણ તેમણે ત્યાગ કર્યો હતો, અને પૂર્વે બત્રીસ દાંતથી અભક્ષ્ય ખાધું હતું તેની પાપશુદ્ધિ માટે ચોવીસ તીર્થપતિઓ આદિના બત્રીસ રાજવિહારો કરાવ્યા હતા.

કર્મથી તેમણે પંદર કર્માદાનોમાં અંગારકર્મ, શકટાદિકર્મોથી થતી આયપતનો નિષેધ કર્યો હતો, તેના પટ્ટકો પણ રદ કર્યા હતા.

(૮) અનર્થ દંડવિરતિ—આ વ્રતમાં તેમણે શીકારાદિ સપ્ત દુર્વ્યસનોનો આખા રાજ્યમાંથી બહિષ્કાર કર્યો હતો, અને પોતે પ્રમાદ, ક્રીડા, હાસ્યો-

પચાર, શરીરશ્રૃંગાર, વિકથા વિગેરેનો ત્યાગ કરી ધર્મ-ધ્યાન રૂપી અમૃતસાગરમાં મગ્ન બન્યા હતા.

(૯) સામાયકવ્રત—આ વ્રતમાં શ્રી કુમારપાલે હંમેશાં બે સામાયક, ઉભય ટંક આવશ્યક કરવાનો નિયમ કર્યો હતો. સામાયિકમાં તેઓ પૂજ્ય ગુરૂમહારાજ સિવાય અન્ય સાથે બોલતા ન હતા. પાછલી રાત્રીએ સામાયક લઇને તેઓ શ્રી યોગશાસ્ત્ર અને વીતરાગસ્તોત્રનો પાઠ કરતા હતા, સામાયકમાં તેઓ 'પડિલેહેલ વસ્ત્ર' વિગેરે વિધિનો ઉપયોગ કરતા હતા.

(૧૦) દેશાવકાશિકવ્રત—આ વ્રતમાં કુમારપાલ મહારાજા રાત્રિએ પોતાના મકાનથી બહાર જતા ન હતા, દિવસે પણ શ્રી જિનમંદિર, તથા ઉપાશ્રય ગમન સિવાય રાજપાટી વિગેરેનો ત્યાગ કર્યો હતો.

(૧૧) પૌષધવ્રત—આ વ્રતમાં આ ધર્માત્મા મહારાજાએ સર્વ પર્વ દિવસે પૌષધ કરવાનો નિયમ કર્યો હતો. પૌષધમાં તેઓ ઉપવાસનો તપ કરતા હતા. રાત્રીએ સુતા ન હતા, શ્રી ગુરૂ મહારાજની વિશ્રામણા કરતા હતા, પુંજ્યા વિના બેસતા ન હતા,

અને ઉઘાડા મુખે બોલતા ન હતા, પ્રાયઃ આખી રાત્રી ઉભા ઉભા કાઉસગ્ગ કરતા હતા, અશક્તિએ દર્ભાસને બેસી પ્રાણાયામ ધ્યાન કરતા હતા.

(૧૨) અતિથિસંવિભાગવ્રત—આ વ્રતમાં 'રાજપીંડ સાધુને કલ્પે નહિ' આ કારણથી પુણ્યાત્મા શ્રી કુમારપાલ મહારાજાએ, શ્રી ભરત મહારાજાની માફક, સાધર્મિક ભક્તિ કરવાનો નિયમ સ્વીકાર્યો હતો, તેમણે પોતાના રાજ્યમાં લેવાતો શ્રાવકો ઉપરનો કર ૭૨ લાખ દ્રવ્ય પ્રમાણનો કર લેવો છોડી દીધો હતો. સીદાતા સાધર્મિકને રોજ એક હજાર સોનૈયા આપતા હતા. દાનશાળાઓ કરાવી હતી. ત્યાં સાધર્મિકોને ખુબ સન્માન પૂર્વક ભક્તિથી ઘેબર આદિ ઉત્તમ ભોજનો જમાડતા હતા. વસ્ત્રાદિકની પ્રશસ્ત પહેરામણીઓ કરતા હતા, અને કુટુંબ નિર્વાહ માટે ધન પણ ઘણું આપતા હતા. વળી તેમણે સાધર્મિકોને ધર્મક્રિયાઓ કરવા માટે પૌષધશાળાઓ પણ બંધાવી હતી. પારણાને દિવસે તેઓ શ્રી ત્રિભુવનપાલવિહારમાં સ્નાત્રાવસરે ભેગા થયેલા સર્વ સાધર્મિકોને સાથે જમાડી જમતા હતા. ભોજન સમયે તેઓ

ઢોલ વગડાવીને દયા દાનની પ્રવૃત્તિ સેવતા હતા. દીન, દુઃખી, દુઃસ્થિત, અનાથ, ભુખ્યા, કે યાચકોને ભોજન અપાવીને તથા સર્વ રાજદ્વારો અને જવા આવવાના માર્ગો ખુલ્લા રાખાવીને તેઓ ધર્મયુક્ત ભોજન કરતા હતા.

---

## ધર્માત્મા શ્રી કુમારપાલ મહારાજાના સદ્વ્યયો

(૧) પંચમકાલના કલ્પતરુ સમાન આ રાજવીએ ચૌદસો નવિન ભવ્ય જિનમંદિરો બંધાવ્યાં હતાં.[૯] શ્રી ત્રિભુવનપાલ-વિહાર બંધાવવામાં તેમણે ૯૬ ક્રોડ દ્રવ્યનો વ્યય કર્યો હતો. સેંકડો શ્રી જિનપ્રતિમાઓ ભરાવી હતી, જેમાં અનેક સોના, માણેક, રત્નોની પણ કરાવી હતી. અંજનશલાકા પ્રતિષ્ઠાના મહોત્સવો ઘણા કર્યા હતા.

(૨) સોલહજાર જિર્ણોદ્ધારો કરાવ્યા હતા. (જુઓ, આ કુમારપાલ પ્રબંધ. પૃ. ૯૬/૧) તાબાના રાજાઓ પાસે પણ તેમના દેશોમાં શ્રી જિનમંદિરો બંધાવ્યાં હતાં.

---

૯ શ્રી શ્રાદ્ધ વિધિમાં (પૃ. ૧૭૯/૧) ૧૪૪૪ નવિન જિનમંદિરો અને ૧૬૦૦ જિર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ છે.

૨ કાયશુદ્ધિ કરીને પુષ્પાદિ વિધિથી ઘર દેરાસરમાં પ્રાતઃ પૂજા કરતા હતા. પછી

૩ યથાશક્તિ પચ્ચખ્ખાણ કરતા હતા. પછી

૪ શ્રી ત્રિભુવનપાલ વિહારમાં જઇ ત્યાં સામન્તો આદિ સાથે શ્રી અષ્ટ પ્રકારી જિનપૂજા કરતા હતા. પછી

૫ શ્રી ગુરૂપૂજા કરતા, વંદન કરીને પચ્ચખ્ખાણ પ્રકાશતા હતા. પછી

૬ પૂજ્ય ગુરૂમહારાજ પાસે પરલોક સુખાવહ શ્રી ધર્મકથાનું શ્રવણ કરતા હતા. પછી

૭ સ્વસ્થાને આવી લોકોની અરજીઓ સાંભળતા હતા. પછી

૮ નૈવેદ્યના થાળ ધરી ગૃહ ચૈત્યોની પુનઃ પૂજા કરતા હતા. પછી

૯ ઉચિત અનુકંપાદિ દાન પૂર્વક સુશ્રાવક સાધર્મિભાઇઓ સાથે સંવિભાગ કરી પવિત્ર ભોજન કરતા હતા. પછી

૧૦ સભામાં જઇ વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ વિચારતા હતા. પછી

૧૧ રાજસિંહાસને બેસી સામંત, મંત્રી, માંડલીક, શ્રેષ્ઠિ આદિ મહાજનોને દર્શન આપતા હતા. પછી

૧૨ આઠમ, ચૌદશ સિવાય દિવસના આઠમા ભાગે સાંજનું ભોજન કરી લેતા હતા. પછી

૧૩ સાંજે પુષ્પાદિવિધિથી ગૃહચૈત્યોની પૂજા કરતા હતા. પછી

૧૪ પૂજ્ય શ્રી ગુરૂમહારાજ પાસે જઇ ઉપાશ્રયે સામાયક પ્રતિક્રમણ કરતા હતા. પછી

૧૫ પાટ ઉપર બેસી રાત્રિના આરતી મંગલ દીવો કરાવતા હતા. પછી

૧૬ શ્રી સ્થુલભદ્રાદિ મહાપુરૂષોનું સ્મરણ અને ભાવના કરી નમસ્કાર પૂર્વક શાંત નિદ્રા કરતા હતા.

---

## શ્રાદ્ધ રત્ન શ્રી કુબેરશેઠની નિયમ પોથી

૧ નિરપરાધિત્રસજીવને હણીશ નહિ,

૨ પાપ રાખીને, અથવા સામાનું ખરાબ કરવાની બુદ્ધિથી જુઠ્ઠું બોલીશ નહિ,

૩ ચોરી કરીશ નહિ,

૪ પરસ્ત્રી સેવીશ નહિ,

૫ મદ્ય, મદિરા, માંસ, માખણ, રાત્રિભોજનનો ત્યાગ કરૂં છું,

૬ પરિગ્રહમાં ૬] ક્રોડ સોનું, ૮] ક્રોડ રૂપું, ૧૦૦૦] તોલા મણિ, ૨૦૦૦] કુંભ ઘી તેલાદિ, ૨૦૦૦] ખારી અનાજની, ૫૦૦૦૦ ઘોડા, ૧૦૦૦ હાથી, ૮૦૦૦૦ ગોધન, ૫૦૦ હલ, ૫૦૦ દુકાન, ૫૦૦ મકાન, ૫૦૦ વહાણ, ૫૦૦ ગાડાં, આટલી પૂર્વોપાર્જીત લક્ષ્મી છે, એ ઉપરાંત મ્હારી ભૂજોપાર્જીત લક્ષ્મીનો હું ધર્મમાં સદુપયોગ કરીશ. ઇત્યાદિ.

---

इति श्रीनित्यनियम-जीवनव्रते तृतीयो विभाग: समाप्त।

---

# વિભાગ ૪ થો

## ૧૨૪ અતિચારોની સમજણ

શ્રી સમ્યક્ત્વ મૂલ બાર વ્રતના એકંદર ૮૦ અતિચારોનું વર્ણન વિભાગ બીજામાં કરી ગયા છીએ, આ ઉપરાંત પંચાચારના ૩૯ અતિચારો અને સંલેખનાના ૫ અતિચારો શાસ્ત્રે ફરમાવ્યા છે, તે હવે અનુક્રમે નીચે પ્રમાણે લખીએ છીએ.

### પંચાચારો

૧ જ્ઞાનાચારના આઠ આચારો સેવનીય છે.

(૧) કાલ—અસ્વાધ્યાયાદિ રૂપ અકાલે ન ભણવું, સ્વાધ્યાયાદિ રૂપ કાલે ભણવું, મધ્યાહ્નાદિ કાલ વેલામાં ન ભણવું.
(૨) વિનય—ગુરૂના વંદનાદિ વિનય કરવો.
(૩) બહુમાન—ગુરૂ પ્રત્યે અંતરથી ભક્તિ રાખવી.
(૪) ઉપધાન—પાઠ્ય સૂત્રના તપ કરવો.
(૫) અનિહ્નવણ—પાઠક ગુરૂદેવનું નામ ન છુપાવવું.
(૬) વ્યંજન—શબ્દ ખોટા ન કરવા.

(૭) અર્થ—અર્થ ખોટા ન કરવા.
(૮) તદુભય—શબ્દ અને અર્થ બન્ને ખોટા ન કરવા.

આ આઠ આચારોથી વિપરીત કરવું તે આઠ અતિચારો કહેવાય છે, તે જ્ઞાનાચારના સેવનમાં ટાળવા.

## ૨ દર્શનાચારના આઠ આચારો સેવનીય છે.

યદ્યપિ દર્શન એટલે શ્રી જિનોક્ત તત્ત્વ રૂચિ રૂપ સમ્યક્ત્વના પહેલાં પાંચ અતિચારો કહ્યા છે, તથાપિ ૧૨૪ અતિચારોમાં દર્શનાચારના આઠ આચારોથી વિપરીત વર્તન રૂપ આઠ અતિચારોને જુદા પ્રતિક્રમણીય કહેવામાં આવ્યા છે, તે આ રહ્યા.

(૧) નિઃશંકિત—શ્રી જિન વચનમાં શંકા ન રાખવી.
(૨) નિષ્કાંક્ષિત—અન્ય ધર્મોને જૈન ધર્મ તુલ્ય માનવા નહિ, તથા તેની ઇચ્છા ન કરવી.
(૩) નિર્વિચિકિત્સા—ધર્મના ફલમાં સદેહ ન રાખવો. પૂજ્ય સાધુ સાધ્વી મહારાજોની નિંદા ન કરવી.
(૪) અમૂઢદ્રષ્ટિ—પરના ચમત્કારાદિક પ્રભાવોથી અંજાવું કે મુંઝાવું નહિ.
(૫) ઉપબૃંહણા—ધર્મ માટે કષ્ટ સહન કરનારની પુષ્ટિ કરવી, સહાયમાં ઉભા રહેવું.
(૬) સ્થિરીકરણ—ધર્મમાં ઢીલા થનારને સમજાવી સહાય કરી સ્થિર કરવા.

(૮) કાયગુપ્તિ—કાયાથી અકુશલ ક્રિયા ન કરવી, કુશલ ક્રિયા કરવી.

આ આઠથી વિપરીત વર્તવું તેનું નામ ચારિત્રાચારના આઠ અતિચારો છે, તે ન સેવવા.

૪ તપાચારના બાર આચારો સેવનીય છે.

(૧) અનશન—ખાવા પીવાની વસ્તુનો ત્યાગ કરવો.
(૨) ઉનોદરિતા—જોઇએ તેનાથી ઓછું વાપરવું.
(૩) વૃત્તિસંક્ષેપ—ખાદ્ય દ્રવ્યોમાં ઓછાશ કરવી.
(૪) રસત્યાગ—ઘી, દુધ, વિગેરે ભક્ષ્ય વિગઇઓમાં પણ ત્યાગ કરવો.
(૫) કાયક્લેશ—લોચ, આતાપના, આદિ કાયકષ્ટ સહન કરવાં.
(૬) સંલીનતા—શરીરનાં અંગોપાંગ કાચબાની માફક સંકોચી રાખવાં.
(૭) પ્રાયશ્ચિત—ગીતાર્થ યોગ્ય ગુરૂ પાસે સ્વઅપરાધો પ્રકટ કરીને તેનું શુદ્ધિકરણ કરવું.
(૮) વિનય—શ્રી અરિહંતાદિક સ્થાનોનો આશાતનાપરિહાર અને વંદનાદિક ઉપચાર કરવા રૂપ વિનય કરવો.
(૯) વૈયાવચ્ચ—આચાર્ય, ઉપાધ્યાય, બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી તથા સ્વગુર્વાદિની સેવા સુશ્રુષા કરવી.

(૨) વચનવીર્ય—આવશ્યકાદિક ધર્મક્રિયાઓમાં વચનની શક્તિ ન ગોપવવી.
(૩) કાયવીર્ય—આવશ્યકાદિક ધર્મક્રિયાઓમાં શરીરની શક્તિ ન ગોપવવી.

આથી વિપરીત થાય તેનું નામ અતિચાર છે, અને તે ત્રણે વીર્યાચારમાં ન લગાડવા.

સંલેખનાના પાંચ અતિચારો—

સંલેખના દરેક મનુષ્યને માટે કરણીય છે, તેના અતિચારો વર્જનીય છે. છેવટનું સમાધિ મરણ સાધવા માટે શાસ્ત્રવિધિથી તપશ્ચર્યા કરીને યોગ્ય બનાવેલા શરીરાદિકને આજ્ઞાનુસાર અનશનાદિક વિધિથી સંકેલી લેવું, તેનું નામ સંલેખના. તેના પાંચ અતિચારો

(૧) ઈહલોકાશંસાપ્રયોગ—રાજવૈભવાદિક મનુષ્યપણાની સાહ્યબી ઈચ્છવી તે,
(૨) પરલોકાશંસાપ્ર૦—દેવાદિકપણાની પરલોકસાહ્યબી ઈચ્છવી તે,
(૩) જિવિતાશંસાપ્ર૦—પોતાને માન પૂજા વિગેરે સુખ મળતું દેખીને જીવવાની ઈચ્છા કરવી તે,
(૪) મરણાશંસાપ્ર૦—પોતાને અવજ્ઞા વિગેરે દુઃખ મળતું દેખીને મરવાની ઈચ્છા કરવી તે,

(૫) કામભોગાશંસાપ્ર૦—પોતાના કરેલા તપશ્ચર્યા વિગેરે ધર્મના બદલામાં પોતાને રૂપ સૌભાગ્યાદિક મળે તેમ ઈચ્છવું તે.

ભવ્યાત્માઓએ ધર્માનુષ્ટાનમાં ઉપર પ્રમાણેના પાંચ અતિચારો લગાડવા નહિ.

આમ સમ્યકત્વમૂલદ્વાદશવ્રતના ૮૦, જ્ઞાનાચારાદિ પાંચ આચારોના ૩૯ તથા સંલેખનાના ૫, મળી એકંદર ૧૨૪ અતિચારો થયા, તે જાણવા યોગ્ય છે, પરંતુ આચરવા યોગ્ય નથી. માટે સ્વવર્તનમાં તેનો ત્યાગ કરવો.

---

## સુખડી પ્રમુખનો કાળ

૧ માસ—કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ સુધી શિયાળામાં સુખડી પ્રમુખનો કાળ એક માસનો ગણાય છે.

૨૦ દિવસ—ફાગણ સુદ ૧૫ થી અષાડ સુદ ૧૪ સુધી ઉનાળામાં વીસ દિવસનો છે.

૧૫ દિવસ—અષાડ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ સુધી ચોમાસામાં પંદર દિવસનો છે.

યુગપ્રધાન કાલિકાચાર્ય મહારાજે ભાદરવા સુદ ૫ ની સંવત્સરીનું પરિવર્તન ભાદરવા સુદ ૪ નું કર્યું ત્યારથી કારતક સુદ ૧૫ આદિની ચોમાસીનું પરિવર્તન પણ કારતક સુદ ૧૪ આદિમાં થયેલું છે, તે ભૂલાવું ન જોઈએ. એટલે હવે આપણાં સીમા ચિહ્નો પાંચમ, પૂર્ણિમા નથી રહ્યાં, કિન્તુ ચોથ, ચૌદશ રહેલાં છે. ઉપર જેનો કાળ જણાવ્યો છે તે કાળ પૂરો થતાં સુખડી પ્રમુખ ચલિત રસ થાય છે, અને તેથી અભક્ષ્ય બને છે. જો તેનો વર્ણગંધાદિક વહેલા ફરી જાય તો કાળ પૂરો થયા પહેલાં પણ તે અભક્ષ્ય બની જાય છે.

---

## પાણીનો કાળ

૪ પ્રહર—કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ સુધી શિયાળામાં ત્રણ ઉકાળાથી પરિપૂર્ણ ઉકળેલા પાણીનો કાળ ચાર પ્રહરનો છે.

૫ પ્રહર—ફાગણ સુદ ૧૫ થી અષાડ સુદ ૧૪ સુધી ઉનાળામાં પાંચ પ્રહરનો છે.

૩ પ્રહર—અષાડ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ સુધી ચોમાસામાં ત્રણ પ્રહરનો છે.

પાણીનો આ કાળ પૂરો થાય તે પહેલાં પાણીમાં ચૂનો વિગેરે નાખવાનો ઉપયોગ બરાબર રાખવો જોઈએ. તેમાં જો પ્રમાદ

વસ્તુ હોય તે સચિત્ત કહેવાય છે, જીવ રહિત બનેલી વસ્તુ અચિત્ત કહેવાય છે, અને જેમાં કેટલાક અવયવ જીવવાળા હોય, કેટલાક અવયવ જીવ રહિત હોય તે વસ્તુ મિશ્ર કહેવાય છે. કાચી પૃથ્વી, પાણી, અગ્નિ, પવન તથા ધાન્યાદિક વનસ્પતિમાં એકેંદ્રિય જીવો હોય છે, શંખ, કીડા વિગેરેમાં બેઇન્દ્રિય જીવો હોય છે, કીડી, મંકોડી આદીમાં તેઇન્દ્રિય જીવો હોય છે, માખી, વીંછી, ભમરા વિગેરેમાં ચતુરિન્દ્રિય જીવો હોય છે, અને નારકી, દેવતા, મનુષ્ય, સાપ, પશુ, પંખી આદિમાં પંચેન્દ્રિય જીવો હોય છે. આ જીવોની હિંસા ન થાય તથા ઇન્દ્રિય વિકાર ન વધે તે હેતુથી શાસ્ત્ર તેમજ લોક વ્યવહારમાં ભક્ષ્યાભક્ષ્યાદિકની વ્યવસ્થા નિયમિત કરવામાં આવી છે, તેને અનુસરી અભક્ષ્યાદિકનો ત્યાગ કરવો, જીવદયાના પરિણામ સાચવવા, તથા શાસ્ત્રોક્ત વ્રત નિયમો બરાબર ગ્રહણ કરવા અને પાળવા એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. આજ એક સુંદર હેતુથી આપકે મકાનમાં રસોઇ, ખાવા, પીવા, દળવા, ખાંડવા, સુવા, બેસવા, નહાવા, આદિકના દશ ઠેકાણે ચંદરવા બાંધવા અને ૧ પાણી ગાળવાનું, ૨ ઘી ગરણી, ૩ તેલ ગરણી, ૪ દૂધ ગાળવાનું, ૫ છાશ ગાળવાનું, ૬ ઉકાળેલું પાણી ગાળવાનું, ૭ આટો ચાળવાની ચાળણી, આ સાત ગળણાં વિગેરે રાખવાનો પણ ઉપયોગ કરવો.

બદમાશ,' વિગેરે અસભ્ય આક્ષેપો, ગાળો વિગેરે આપવી તે અપ્રશસ્ત છે.

કાયયોગ–શ્રી જિનપૂજા, ગુરૂભક્તિ, ગ્લાન–બીમારની સેવા, તપશ્ચર્યા, સામાયકાદિક ધર્મકૃત્ય અને સંયમ યોગોમાં કરાતો શરીર વ્યાપાર પ્રશસ્ત કાયયોગ છે. વિષય, વ્યસન, વ્યપાર વિગેરે અર્થકામના હેતુમાં કરાતો શરીર વ્યાપાર અપ્રશસ્ત છે.

રાગ–શ્રી અર્હદાદિકમાં શ્રી ગૌતમાદિવત્ રાગ ધરાવવો તે પ્રશસ્ત રાગ છે; કંચન, કામીની, વિગેરેમાં રાગ કરવો તે અપ્રશસ્ત છે.

દ્વેષ–સ્વપરનાં પ્રમાદાદિક દુષ્કર્મો જોઇને તે તરફ તથા શ્રી સંઘ શાસનના પ્રત્યનીકો–વિરોધીઓના વિરોધને જોઇને તે તરફ દ્વેષ કરવો તથા તેનો યોગ્ય પ્રતિકાર કરવા માટે શક્ય ઉદ્યમ કરવો તે પ્રશસ્ત છે. મિથ્યા અહંકાર વિગેરે પૌદ્ગલિક હેતુઓથી પ્રેરાઇને કેવલ તુચ્છ સ્વાર્થ બુદ્ધિથી સ્વ શત્રુ તથા સત્ય ઉપદેશક વિગેરેનો દ્વેષ કરવો, પરિણામે ઇર્ષ્યા અને વૈર, વિરોધની વૃત્તિઓને પોષવી, તે અપ્રશસ્ત છે.

સુજ્ઞ વાંચકોને આ ઉપરથી શું કરવા જેવું છે અને શું કરવા જેવું નથી, તે સહેલાઇથી સમજી શકાશે. આત્માની ઇન્દ્રિયો વિગેરે પુણ્ય પાપના એંજીનો છે. પોતાના જીવનમાં પુણ્યના ભાગી પુરૂષોએ તે સર્વને તેના પ્રશસ્ત ઓરસે સુંદર વ્યાપારમાં જોડવા.

તથા તેમના દ્વારા અનાદિ મોહસંજ્ઞાથી સેવાતા અપ્રશસ્ત પાપ વ્યાપારોને છોડી દેવા. આમ કરવાથી તમે અનુક્રમે ઇન્દ્રિયાદિક ઉપર કાબૂ, નિગ્રહ યાને વિજય મેળવી શકશો, એ નિશ્ચીત હકીકત છે.

ઉપર જણાવેલી દિશા અનુસાર દરેક બાબતમાં તેના શુદ્ધ ધાર્મિકપણાથી પ્રશસ્તપણું અને અધાર્મિકપણાથી અપ્રશસ્તપણું વાંચકોએ સ્વયં વિચારી લેવું. પ્રશસ્ત એટલું કરણીય છે, અપ્રશસ્ત એટલું વર્જનીય છે.

---

## તિથિ આરાધના કેમ કરવી ?

'શ્રાવક દિનકૃત્યાદિક' શાસ્ત્રોમાં જણાવે છે કે– પ્રાતઃકાલમાં ઉઠીને શ્રાવકે વિચાર કરવો કે 'આજે કઇ તિથી છે ?' જૈન ટિપ્પણાં વિચ્છેદ પામ્યાં છે, એટલે શાસ્ત્રની આજ્ઞા મુજબ લૌકિક માન્ય કરેલા પંચાંગ ઉપરથી તિથિનો નિર્ણય કરવો રહે છે. શ્રી શ્રાદ્ધવિધિ આદિ ગ્રંથોમાં જણાવ્યું છે કે 'સૂર્યોદય વખતે જે તિથિ હોય તે તિથિનાં વ્રત પચ્ચખ્ખાણ વિગેરે કરવાં.' હવે જ્યારે સદર ટિપ્પણમાં તિથિનો ક્ષય કે વૃદ્ધિ આવે ત્યારે શું કરવું ? ખરતર ગચ્છવાળાઓ ક્ષય વખતે ક્યારેક પહેલી તો ક્યારેક પાછલી તિથિ કરે છે, વૃદ્ધિ વખતે પહેલી તિથિ કરે છે, તથા બીજા કેટલાકો

અંચલગચ્છમાન્ય 'રત્નસંચય' વિગેરેના આધારે ક્ષય વૃદ્ધિમાં કયારેક પૂર્વ, પૂર્વતર તિથિની કલ્પિત ક્ષય વૃદ્ધિ કરીને તિથિઓ ફેરવી નાખે છે. શું આપણે તપગચ્છવાળાએ એમ કરવું ? ના. " क्षये पूर्वा तिथि-र्ग्राह्या, वृद्धौ ग्राह्या तथोत्तरा, " આ શ્રી ઉમાસ્વાતિ વચન અનુસાર 'ક્ષયમાં પૂર્વતિથિ લેવી અને વૃદ્ધિમાં ઉત્તર તિથિ લેવી', પણ કોઇને બદલે કોઇ તિથિની કલ્પિત ક્ષયવૃદ્ધિ કરીને તિથિઓ ફેરવી ન નાખવી, તેમજ કયારેક પાછલી કે પહેલી એમ ન કરવું. અર્થાત્ ચૌદશનો ક્ષય હોય તો તેરસ, ચૌદશ ભેગાં હોઇ તેજ દિવસે એની આરાધના કરવી, ચૌદશ બે હોય તો બીજી ચૌદશે આરાધના કરવી. પૂનમનો ક્ષય હોય તો ચૌદશ પૂનમ ભેગાં હોઇ તેજ દિવસે બન્ને તિથિની આરાધના કરવાનું શ્રી **તત્ત્વતરંગિણી** આદિ શાસ્ત્રોનું ફરમાન છે, પૂનમની વૃદ્ધિ હોય ત્યારે પહેલી છોડીને બીજી પૂર્ણિમા આરાધવી.

આમ કરવાથી 'અગીયાર કે તેર પર્વિ' કર્યાનો દોષ નથી આવતો, કિન્તુ 'પર્વિને અપર્વિ તથા અપર્વિને પર્વિ' કરવાના દોષથી બચી જવાય છે, અને શ્રી જિનાજ્ઞાનુસાર પર્વિની આરાધના પર્વને દિવસે જ થાય છે.

## સૂતક માટે ઉપયોગી

આજકાલ જૈન સમાજમાં કેટલેક ઠેકાણે સૂતક સંબંધી જે કેટલીક માન્યતાઓ પ્રચાર પામી રહી છે, તે શ્રી તપાગચ્છ માન્ય જૈનશાસ્ત્રોને બરાબર મળતી આવતી નથી. આવી કેટલીક માન્યતાઓનો પ્રચાર કરનારા બંધુઓ જાણ્યે અજાણ્યે ખરતર તથા કડુવા-મતિ ગચ્છોને અનુકુલ વિચારોનો શ્રી તપાગચ્છમાં પ્રચાર કરી રહ્યા છે. જતે દિવસે તિથિઓની કલ્પિત ક્ષય વૃદ્ધિની માફક આ પણ શાસ્ત્રના મૂલાધાર વિનાની એક અંધ પરંપરાનું નામ ન પકડી બેસે, તે માટે સુજ્ઞોએ સાવચેત થવાની જરૂર છે. જન્મ મરણના સૂતકો સંબંધી શ્રી તપાગચ્છને માન્ય થઇ શકે તેવા શું વિચારો છે, તે જાણવા માટે પરમ પૂજ્ય સ્વ. પરમ ગુરૂદેવ સકલાગમરહસ્યવેદિ **આચાર્ય શ્રી વિજય-દાનસૂરીશ્વર** વિરચિત '**વિવિધ પ્રશ્નોત્તર**' ભા. ૧ માંથી નીચેનો પ્રશ્નોત્તર ઉદ્ધૃત કર્યો છે. પ્રિય વાંચકો ! ધ્યાન આપીને વિચારશો.

"પ્રશ્ન ૨૩૦—જેના ઘરમાં જન્મ અથવા મરણ થયેલ હોય તેન ઘરના માણસોથી દેવપૂજા થઇ શકે ? તેના ગોત્રીઓને

"સારાંશ—'જન્મ સૂતકમાં તથા મરણ સૂતકમાં શ્રી જિનપ્રતિમા પૂજા થાય કે નહિ? ઇતિ પ્રશ્ન. અત્ર ઉત્તર— બન્ને સૂતકમાં સ્નાન કર્યાં પછી શ્રી જિન પ્રતિમા પૂજાનો નિષેધ જાણ્યો નથી.'

"સાધુઓને વહોરવા જવા આશ્રિત શ્રી સેનપ્રશ્નના ત્રીજા ઉલ્લાસમાં કહેલ છે કે—

"सूतकगृहं साधव आहारार्थं यान्ति न वेति प्रश्नोऽत्रोत्तरम्-यत्र देशे सूतकगृहे यावद्भिर्वासरैर्ब्राह्मणादयो भिक्षार्थं व्रजन्ति तत्रात्माभिरपि तथा विधेयमिति वृद्धव्यवहारः॥२०१॥"

"સારાંશ-'સાધુઓ સૂતકવાળા ઘરે આહારને અર્થે જાય કે નહિ? ઇતિ પ્રશ્ન, અત્ર ઉત્તર-જે દેશમાં બ્રાહ્મણાદિકો સૂતકીના ઘરે જેટલા દિવસે ભિક્ષાને અર્થે જાય તે દેશમાં આપણે પણ તેમ કરવું, એવો વૃદ્ધ વ્યવહાર છે.'

"ઉપર જણાવેલા શ્રીહીરપ્રશ્નના અને સેનપ્રશ્નના પાઠોનો વિચાર કરતાં જન્મ અને મરણનું સૂતક લોકોત્તર નથી, લૌકિક વ્યવહાર છે અને તે પણ અમુક દિવસ જ પાળવાનો પ્રતિબંધ નથી, કિન્તુ દેશરીતિ જ કહેલ છે.

સ્નાન કર્યા પછી શ્રી પ્રભુપૂજાનો નિષેધ નથી. ૧ ગોત્રવાલાને અમુક દિવસનું સૂતક, ૨ પરદેશમાં જન્મ અથવા મૃત્યુ થયું હોય તો અમુક દિવસનું સૂતક, ૩ મૃતકને અડકે, ખાંધ દે, કે બાળતું વિગેરે કાર્ય કરે તેને અમુક દિવસનું સૂતક, અમુક વર્ષની વયવાળો મરણ પામે તો અમુક દિવસનું સૂતક, ઇત્યાદિ વિષયમાં કોઈપણ, પ્રમાણિક ગ્રંથમાં કંઇપણ જાતનો ખુલાસો નથી, છતાં કેટલાક મરછ મુજબ લખે છે અને બોલે છે, તે લખવું અથવા બોલવું શાસ્ત્રવિરૂદ્ધ હોવાથી અપ્રમાણિક સમજવું."

આ લંબાણ પ્રશ્નોત્તરથી વાંચકોને માલુમ પડશે કે આજકાલ સૂતકના નામે સમાજમાં જે પ્રવૃત્તિને ઉત્તેજન અપાય છે તે અનુચિત છે. આમાં એક ગોત્ર વાળાને કશો યે બાધ હોવાનું શાસ્ત્રકાર મહારાજે જણાવ્યું નથી, જેઓ એકતાલીસ વિગેરે દિવસો સુધી વહોરાવવું નહિ, પ્રભુ પૂજા કરવી નહિ, સામાયક પ્રતિક્રમણ કરવાં નહિ, ઇત્યાદિ માને છે, તેઓ કેવલ ધર્મનો અંતરાય પોતે પામે છે, અને બીજાઓને પમાડે છે. આની વધુ સાબીતિ માટે શ્રી 'તપાખરતર સંવાદ' પ્રતના નીચેના ઉલ્લેખ વાંચો--

"ખર૦ (ખરતર) લોકાચાર આવ્યા પછે પહર ૮, ૧૨, ૧૬, ૨૪, બીજા લોક કાંધીયા કાંધ દીધી તુગાઝ તે ટાલમ, સામાય,

પોસહ પડિક્કમણઉ દિન ૩ પૂજા ટાલે, ઘરના ધણી દિન ૩ સામાયિક પડિક્કમણ પોસહ ન કરઇ, દિન ૧૨ પૂજા ટાલઇ ઘરેશ ધણી, સું, કુસડા તઉ કિણહી સાસ્ત્રમાંહે દીસતા નથી, એ પણિ સાસતરવિરુદ્ધ ઘરરા આચાર છે. તપા તિણ વેલાઇ કરઈ. ॥૫૧॥ '

" ખર૦ જનમરે સૂતે દિન ૧૨ ઘરનઇ દેહરાસરરી પૂજા ન કરઇ, તે પણ આપણા ઘરના આચાર છઇ, સાસ્ત્રવિરુદ્ધ છઇ, કાંઇ ? જેહ ભણી કલ્પસૂત્રમાંહી શ્રી મહાવીર જનમરે અધિકારઇ " जाए दाए भाएँ करेक ( इ ) कारवेइ ", જે જગન્યાન ( યજ્ઞ ) દેવપૂજા વિશેષ, તે સિદ્ધારથ રાજા આપ પૂજા કીધી તથા અનેરા પાંહિ કરાવી, સૂઆ (સૂતક) માંહે કરાવી, શ્રી સિદ્ધારથ રાજા તે શ્રી પારસનાથરે સાસણઇ શ્રાવક છે, તેણિ પૂજા કીધી, પછે ખર૦ નિષેધઇ છઇ તે શાસ્ત્રવિરૂદ્ધ છઈ, આપણઇ ઘરરા આચાર. ॥૫૨॥ "

આ ઉપરથી જનમ મરણના સૂતકો તથા લૌકિકના કારણથી પૂજા, સામાયક, પ્રતિક્રમણ વિગેરેનો નિષેધ કરવો, તે પરગચ્છિય માન્યતા છે, પણ તપાગચ્છિય નથી, તપગચ્છના આચાર્યો તો સ્નાન વિગેરેથી શુદ્ધ થઇને પૂજા વિગેરે કરવાનું કહે છે, એ હવે દરેકથી દીવા જેવું સમજી જવાશે. આ નક્કર હકીકતનો પણ

વિરોધ કરનારાઓએ પોતાની માન્યતા અને પ્રચારમાં એટલો સુધારો તો કર્યો જ છે કે ' બાર દિવસે સાધુને વહોરાવી શકાય. અને અન્ય ઘેર જમતા હોય તો તેજ દિવસથી પૂજા વિગેરે પણ કરી શકાય. ' આશા છે કે હજુ પણ તેઓની માન્યતા વિગેરેમાં ખરતર તથા કડુવામતિ આદિના જે અપ્રમાણિત વિચારબીજો રહેલાં છે તે સર્વને પણ તેઓ શ્રી તપગચ્છમાન્ય શુદ્ધ શાસ્ત્ર સામાચારી પાઠોનું અવલોકન કરીને જરૂર સુધારશે.

---

## માનવતાની વિકાસ સિદ્ધિ માટે આટલું જરૂર કરો.

૧ પાપ મિત્રોનો સંગ તજો.
૨ કલ્યાણ ધર્મ મિત્રોનો સંગ કરો.
૩ વેષ વિગેરેમાં ઉચિત વ્યવહાર મર્યાદાને ન લંઘો.
૪ વડિલ, ઉપકારી જનોનું સન્માન કરો.
૫ હિતૈષી વૃદ્ધ જનોની સલાહને અનુસરો.
૬ દાનાદિ સત્કર્મોમાં પ્રવૃત્તિ રાખો.

૭ તારક શ્રી જિનેશ્વરદેવની ભવ્ય પૂજા કરો.
૮ તારક સાધુ મહાત્માને બરાબર ઓળખો.
૯ વિધિ મુજબ તેઓની સેવા કરો.
૧૦ તેમની પાસે નિરંતર ધર્મશાસ્ત્રનું શ્રવણ કરો.
૧૧ તત્ત્વનું પ્રયત્નથી ચિંતવન કરો.
૧૨ દુઃખના સમયે ધૈર્ય ધારણ કરો.
૧૩ દરેક કામમાં ભવિષ્યના પરિણામનો વિચાર કરી પગલું ભરો.
૧૪ માથે મૃત્યુ છે તે ભૂલો નહિ.
૧૫ આત્માનો પરલોક બગાડે તે કામ કરો નહિ.
૧૬ નમસ્કારાદિક મંગલજાપ કરવાનું ધ્યાન રાખો.
૧૭ સચ્ચરિત્રો સાંભળી તે તે મહાપુરૂષોના ચઢતા દાખલા લો, પડતાના દાખલા ન લો.
૧૮ આત્મસમાધિમાં વિક્ષેપ કારક હોય તે છોડી દો.
૧૯ સર્વજીવો પ્રત્યે પ્રેમ અને ઉદારતા રાખો.
૨૦ ક્ષમાદિક સદ્‌ગુણોમાં ચિત્તની ધારણા રાખો.
૨૧ સત્ક્રિયાઓ કરવામાં આળસ ન રાખો, દીલની એકાગ્રતા કેળવો.

---

इति श्रीनित्यनियम-जीवनवृत्ते चतुर्थो विभागः समाप्तः।

---

## ઉપસંહાર

મ્હને એ મુદ્દલ ખ્યાલ નથી આવ્યો કે 'મ્હારી કલમથી આટલું લખાવાનું છે.' વ્યાખ્યાન સાંભળનારા સુશ્રાવકોની એ વિનંતી થઇ કે 'જૈન જીવન માટે ઉપયોગી થોડા નિયમો વિગેરે જો લખી આપો તો બહુ ઉપકાર થાય.' પર્વાધિરાજ શ્રી પર્યુષણા મહાપર્વની શરૂઆતમાં મ્હેં લખવાનું શરૂ કર્યું. જૈન જીવનને ઉપયોગી વસ્તુ જેમ જેમ વિચારમાં આવતી ગઇ તેમ તેમ કલમ આગળ વધતી ચાલી. છતાં વધુ વિસ્તાર અને લંબાણ ન થઇ જાય. એ ચિંતા તો મુખ્ય રહ્યા જ કરતી હતી. સાથે સાથે આચારમાં મૂકી શકાય તેવી જૈન–કહો કે શુદ્ધ નૈતિક જીવનને ઉપયોગી બાબત બનતા સુધી ન રહી જાય, એ ધ્યાન પણ મનનો કાબૂ મૂકતું ન હતું. આ બન્ને વિચારો લક્ષ્યમાં રાખીને તેને ઘટિત ન્યાય આપવાનો શક્ય પ્રયાસ મ્હેં આ પુસ્તિકામાં વર્તમાન ઉપયોગે કર્યો છે. વાંચકો તેનો પરિપૂર્ણ લાભ ઉઠાવશે, તેવી હું આશા રાખું છું.

આ પુસ્તિકા ચાર વિભાગોમાં પૂર્ણ થાય છે. પ્રથમ વિભાગમાં નિયમાવલી આપી છે. તેમાં સ્વજીવનને

હિતકારક ૧૦૧ કલમો લખી છે. બીજા વિભાગમાં સમ્યક્ત્વ, બારવ્રતો, તેના પેટાનિયમો, જયણા, ધ્યેય, અને અતિચારો વિગેરે સાથે સમજાવ્યા છે. ત્રિજા વિભાગમાં પરમાર્હંત **શ્રી કુમારપાલ મહારાજાનાં દ્વાદશવ્રત** વિગેરે વસ્તુ આલેખી છે. ચોથા વિભાગમાં **જ્ઞાનાચારાદિ પાંચ આચારો** અને બીજી ચાલુ જીવનની કેટલીક ઉપયોગી વિધિઓ બતાવી છે. આ વાંચવા, વિચારવા, અને સમજવાથી દરેકનો આત્મા વ્રત, નિયમ રૂપી અવિનશ્વર ધન સંપત્તિવાળો બનશે, દાનાદિ કુશલ ધર્મકર્મોમાં ઉજમાળ બનશે, એવી મ્હારી ખાત્રી છે.

આ પુસ્તિકાના આલેખનમાં મ્હેં **શ્રી શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ, શ્રાદ્ધવિધિ, કુમારપાલ પ્રબંધ, કુમારપાલ પ્રતિબોધ, શ્રી સમ્યક્ત્વ મૂલ બાર વ્રત સંક્ષિપ્ત ટીપ,** (હીંદી તથા ગુજરાતી), **વિવિધ પ્રશ્નોત્તર, લલિતવિસ્તરા વૃત્તિ, તપાખરતર સંવાદ,** આદિ શાસ્ત્રાદર્શોની સહાય લીધી છે. તે તે ગ્રંથકારો અને સંપાદક મહાનુભાવોને આ સ્થળે કૃતજ્ઞતાથી યાદ કર્યા વિના હું રહી શકતો નથી.

સં. ૨૦૦૨ ના અષાડ માસ, કૃષ્ણ પક્ષ, અમાસ તિથિ, રવિવારે, પરમગુરૂદેવ શ્રી તપાગચ્છ-ગગન-દિનમણિ, સિદ્ધાન્ત મહોદધિ સચ્ચારિત્ર ચૂડામણિ પૂ. પા. આચાર્યપ્રવર શ્રીમદ્વિજયપ્રેમસૂરીશ્વરજીના સુપ્રસાદથી તેઓશ્રીના પટ્ટધર શિષ્યાણુ આચાર્યદેવ શ્રીમદ્વિજયજમ્બૂસૂરીશ્વરે, જ્ઞાનાદિ-રત્નત્રયીરક્ત સ્વશિષ્ય પ્રશિષ્ય મુનિવરો શ્રી વર્ધમાનવિજયજી, રૈવતવિજયજી, કૌસ્તુભવિજયજી, નિત્યાનન્દવિજયજી, દેવભદ્રવિજયજી, સાથે શ્રી પાદરા શહેરની શ્રી સંભવનાથ જૈનશાળામાં અખિલ શ્રી સંઘને મહામંગલકારી ચાતુર્માસ રહીને માનવસમાજને અતિ કલ્યાણકર 'શ્રી નિત્યનિયમો અને જીવનવ્રતો' નામની આ બીજી આવૃત્તિ રૂપ કૃતિ પૂર્ણ કરી છે.

चिरं जयतु स्थिरं नन्दतु ।



(૮) રસવાણિજ્ય-મદ્ય, માંસ, માખણ, દુધ, ઘી, તેલ આદિના વેપાર કરવા તે,

(૯) વિષવાણિજ્ય-વિષ, (અફીણ, સોમલ) શસ્ત્ર, કોદાળા, પાવડા, હલ આદિના વેપાર કરવા તે,

(૧૦) કેશવાણિજ્ય-દાસાદિ મનુષ્ય તથા ગવાદિ તિર્યંચોના વેપાર કરવા તે,

(૧૧) યંત્રપીલન કર્મ-મીલ, જીન, ઘટી, ઘાણી આદીના, વેપાર કરવા તે,

(૧૨) નિર્લાંછન કર્મ-પશુપંખીનાં પુછડાં કાપવાં, પીઠ ગાળવી, ડામ દેવા, ખસી કરવા, વિગેરે કર્મ કરવાં કરાવવાં તે,

(૧૩) દવદાનકર્મ-ખેતરો અથવા જંગલોમાં અગ્નિ આપવા તે,

(૧૪) જલશોષણ કર્મ-કુવા, તલાવ, સરોવર ઉલેચવા, નહેરો કાઢવી, પાણી સુકવવાં, વિગેરે કર્મ કરવાં તે,

(૧૫) અસતી પોષણ-મેના, પોપટ, કુતરાં, વેશ્યાદિ સ્ત્રીઓ પોષવી અને તેમની કમાણી વિગેરે મેળવવાના ધંધા કરવા તે.

આવી જ બીજી જે જલ્લાદ, દરોગા વિગેરેની કઠોર કર્મ વૃત્તિઓ હોય તે પણ નહિ કરવી. કર્માદાનો જાતે કરવા કરાવવાથી લાગે છે. રેલ્વે, મીલો, કારખાનાંઓ વિગેરેના શેરો ધરાવવાથી તેમજ યુદ્ધની લોનો વિગેરેથી

પણ ભયંકર કર્માદાનો લાગે છે. આ કારણથી આ વ્રતના વીસે અતિચારોથી બચવાનું યથાયોગ્ય ધ્યાન રાખવું.

નોંધઃ—